R.R.
Guj.

Acc no
21759
17.8.70.

Batalivala, F. R.
Firoji Gayan / F. R. Batalivala. -- Mumbai: Bombay Jame Jamshed Printing Press. 1884.
154 p.; 18 cm.

Rs. 3.75.

FIROJI GAYAN



# ફિરોજી ગાયન

ઇશ્વર પ્રેમ, ભક્તિ, સતસંગત, ઇત્યાદિ વિષયો
ઉપર તરેહવાર રાગ રાગણી અને તાલોમાં
જોડેલાં ૫૦ વ્રજ, ૫૦ ગુજરાતી,
અને ૫૦ ઉરદુ, ગાયનનો
સંગ્રહ.

બનાવનાર

**ફીરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.**

F. R. Batalivala

ભાગ ૧ લો.

---

મુંબઈ મધ્યે,

ધી બોંબે જાંમે જમશેદ પ્રિંટિંગ પરેસ કંપની લીમીટેડ.

---

૧૮૮૪.

1884

ગાયન ઊત્તેજક મંડળી

ને

આ ગાયનનુ ન્હાનુ પુસ્તક

તે મંડળી તરફથી જે મદદ તથા ઉત્તેજન

મળ્યું છે

તેના અહેસાનમાં

કર્તાએ અર્પણ

કર્યું છે.

# દિબાચો.

જરથોસ્તી માજદયસ્ની ધર્મમાં સહુથી પેહેલી ગાથા પાંણી છે, અને ગાથા બોલનો અર્થ મેદિની કોશ નામના સંસ્કૃત ભાષાના કોશમાં નીચે મુજબ છે.

गाथा श्लोके संस्कृतान्यभाषायां गेयवृत्तयः ॥

અર્થ—ગાથા શબ્દ સંસ્કૃત શ્લોકમાં અને બીજી ભાષામાં ગાયનના વૃત્તમાં વપરાયછે.

* આ ઉપરથી એટલું તો પુરવાર થાયછે કે જરથોસ્ત પેગંબરે, ખુદા અને નેકીના માર્ગો સાથ પિછાંન કરાવનારો આ ધર્મ ફેલાવવા સારૂં સાદાં લખાંણ કરતાં શ્લોક યાને કવિતાનેજ પસંદ કરી હતી, જેથી જરથોસ્તી ધર્મની સરૂઆતથી તે, જ્યાંસુધી તે હાદિસામાં આવી પડયો ત્યાં સુધી, ગાથા અને બીજી બંદગીઓ, હાલની માફક સડસડાટ પઢી જવા કરતાં, ગવાઈજ હશે એવી ખાતરી થાય છે. જમાનાના દોરે જેમ સર્વે ધર્મોને હાદિસામાં ગિરફ્-તાર કીધા, તેમ આ ધર્મે કાંઈ થોડું ખમ્યું નથી; પણ હાલ જુજ જે બાકી રહયું છે તે ઉપરથી એટલું તો સ્હેલાઈથી કહી શકાયછે કે, હજરત જરથોસ્તે જે ગાથા યાને કવિતારૂપી જોડણી પસંદ કરી હતી, તેજ કવિતારૂપી બંદગીઓ

અત્યાર સુધી ટકી રહી છે.—ગાથા ગાવાની તાકીદ વિશે યજસ્નમાં નીચે પ્રમાણેછે.

હા. ૧૦ મો અવસ્તા—વારેથ્રૂરે ગનીશ હેં તેમ આ સ્તૌઈતી હથ્ર અન ગાથા વ્ય વચ.

અર્થ—જે આ ગાયન ગાવા સાથ ભકિત કરેછે તે એકદમ વેરીને મારનાર ફતેહમંદ થાયછે.

હા. ૯૧ મો અવસ્તા—ઊશ્ત વૈતીમ ગાથામ સરાવ્યો ઉશ્ત તાતેમ નીમરૈમનો.

અર્થ—નીતિ અને શાબાસી ધરાવનારૂં ગાથા ગાયન ગાતો રેહ તથા તે નીતિ અને સાબાસી ધરાવનારૂં ગાયન રીવાજ કરવાને બોલતો રેહ.

ઉપલા બે ફકરા ઉપરાંત બીજા ઘણાક છે પણ એ ટલુંતો ખાતરી પૂર્વક છે કે જરથોસ્તી ધર્મમાં સાદાં લખાંણુ કરતાં શ્લોક યાને કવિતાનેજ પસંદ કરીછે, વળી ગાથાની જોડણી કાંઇ એક તરાહની નથી, કોઇ ત્રણ કોઇ ચાર અને વળી કેટલાકમાં પાંચ લીટીનો બંદેશ કિધામાં આવીછે, આ ઉપ રથી પણ અસલ એ ધર્મ પાલનારા ગાયનમાં કુશળ થઇ ગયા હશે એ વાત નહી મનાય એવી નથી. તેઓ ગાયન સાથે તાલની પણ માહિતી ધરાવતા હતા; એ વિશે બારીકિથી જોતાં માલમ પડે છે કે યજસ્નેમાં હોમ હવ નની ક્રિયા કરતી વખતે, હાવનીમ યાને પંચ ભેળ ધાતુ ની નાધલી ખાંડણીમાં, તેજ ધાતુનો બતો જેને લાલા કરીને કેહછે, તે વને હોમસલી અને દાડમના ઝાડના મુ ળિયાને કુટતાં શ્લોકો ભણી ચોકસ જાતની તાલો

વજાડતાં આપણે તે ક્રિયા કરનારને સાંભળિયે છિયે; એ તાલોનો હાલ ચોક્કસ નિયમ નથી, પણ આગલા જમાનામાં તે શ્લોકોના મીટર યાને તાલ પ્રમાણે વજાડવામાં આવ્યા હોય તેમ માની શકાય છે: વળી હિન્દુસ્થાની ગાયનમાં જેમ રાગ રાગણીઓછે તેમ ઇરાંની ગાયનમાં પણ તેઓ હતાં જેની હાલ પણ શાહદતો મોજુદછે. એ ઉપરથી માની શકાય છે કે અસલી ઇરાંનીઓ હિન્દુઓની માફક ગાયન કળામાં પ્રવીણ હતા.

ગાયનરૂપી ઈબાદતો એકાદ સિવાય સર્વે લોકે પસંદ કિધી છે, પણ આ પુસ્તકમાં દાખલ કિધેલાં ગાયન ઇરાંની નહી પણ હિન્દુસ્થાની રીત પ્રમાણે હોવાથી અતરે તે વિશે કાંઇક કેહવા માગું છું.

આર્ય લોકોમાં આ ઇલમ ઘણી સારી રીતે ફેલાયલો હતો એમ ઇતિહાસ ઉપરથી અને કેટલાક ઓલમાઓના મતથી સાબેત થાયછે. જોકે આ ઇલમના સંસ્કૃત ગ્રંથો પ્રાચીન કાળના વિદ્વાનોનાં કરેલા આજ સૂધી મોજૂદછે, તોપણ તે ગ્રંથો તેમજ આ ઇલમની ઉત્પત્તીનો સમય કોઇથી પણ નક્કી થયો નથી, પણ હિન્દુઓ એનું મૂળ આર્યલોકોના સામવેદમાંથી નિકળ્યું છે એમ કહી, એ ઇલમના ગ્રંથોમાં સાફ લખેલું દેખાડી ખાતરી કરેછે કે વેદના વખતથી એની ઉત્પત્તી છે.

આ ઇલમ નથી અક્ષરના આકારમાં કે આંખથી વાંચીને સમજી શકાય, તેમજ નથી જડ પદાર્થના આકારમાં કે હાથ લગાડીને ઓળખી શકાય, જો પદાર્થ સાથે

આ ઇલમનો સંબંધ જોઇએતો તે હવા સાથે મુખ્ય છે, પણ તે બહારની હવાનો સ્પર્સ થવાથી ઠંડી છે કે ગરમ જે અજાણ માણસ પણ કહી શકેછે એવો સંબંધ નથી. આ સંબંધ તો નજરે જોયા શિવાય, હાથ લગાડયા શિવાય, અને શરીરને સ્પર્સ થયા શિવાય, પોતાનાં ગળાંમાંથી ચોક્કસ જાતના ઓછા વધતા પ્રમાણમાં હવા સાથે સ્વર અથવા બોલ કાઢવો ને તેથી રાગનું સ્વરૂપ કરવું એટલોછે. પણ એ શંબંધ કેટલો કઠણછે કે તે સમઝવાનું સાધારણ માણસનું કામ નથી, કારણકે તોલ અને કાંટા તથા માપ વિના ગલાંમાંથી ચોક્કસ પ્રમાણમાં હવા કાઢીને ચોક્કસ રાગ કરવો, તે એટલુંતો કઠણછે કે તેનું વર્ણન કરવું તે પણ મુસકિલ છે. એવા કઠણ ઇલમનાં શાસ્ત્રો રચીને આર્યોએ એને સુધારીને ઉંચી પંક્તીએ પોહોંચાડયો હતો એટલુંજ નહી પણ આ ઇલમને ફેલાવવામાં પણ ખાંમી રાખી નથી, દરેક ઇશ્વર સંબંધી અને સંસાર વ્યવહાર સંબંધી પુસ્તકો અને ગ્રંથો કવિતામાં બાંધ્યાંછે કે જે ગાયનમાં ગાઇ શકાય અને સેહેલાઇથી યાદ પણ રહે વળી કાંનને મધુર પણ લાગે તેમજ બાલક પણ આનંદથી શિખે. એટલેથી પણ આર્યલોક સંતોષ પામ્યા હોય એમ નથી. તેઓએ આ ઇલમ ફેલાવવા માટે એટલીતો કોશિશ કિધીછે કે દરેક જણે જરૂર આ ઇલમ શિખવોજ જોઇએ તે માટે ઇશ્વર પ્રાર્થના, ભક્તી, ગ્નાન વગેરેનો પણ કવિતામાંજ સમાવેશ કિધા જણાયછે. એ ઉપરાંત એ ઇલમ જરૂર શિખવોજ જોઇએ એવા ચાનક લગાડનાર શ્લોકો જોવામાં આવેછે જેમાનો એક નીચે પ્રમાણે છે.

साहित्यसंगीतकलाविहीनः साक्षात् पशुः
पुच्छविषाणहीनः ॥ तृणं न खादन्नपि
जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥ १ ॥

અર્થ—સાહિત્ય (વખતને અનુસરતાં દ્રષ્ટાંતની કવિતા) સંગીતકલા (ગાયન વાદ્ય અને નૃત્યકલા) વગરનો (પુરૂષ) શીંગડાં અને પુછડાં વગરનું પ્રત્યક્ષ પશુ (જાણવો) ઘાસ નથી ખાતો ને જીવેછે તે પણ પશુઓનાં પરમભાગ્ય સમજવાં.

હવે આ ઉત્તમ હુન્નર હિન્દુસ્થાનમાં સંપૂર્ણ હાલતમાં જેવો આગલ હતો તેવો હાલ કેમ જોવામાં નથી આવતો તેનું કારણ શોધિએ.

ગાયન ચિત્રકલા નકશીકામ અને સર્વે મનને ખુશી કરનારા હુન્નરોને સ્થિર અને સલાહસંપજ ભરેલાં રાજ્ય માંજ ઉત્તેજન મળેછે, તેજ પ્રમાણે જ્યાંસુધી હિન્દુસ્થાનમાં સલાહસંપજનું પગલું હતું ત્યાંસુધી એ હુન્નર પ્રતિદિન વધતો ગયો. પણ પરદેશમના લોકોનાં પગલાં પડતાંજ હિન્દમાં ચોતરફ તરેહવાર બખેડાએ જન્મ લેતાં આ હુન્નરની કદર નહી સુઝાયાથી રફ્તે રફ્તે એનો નાશ થતો ચાલ્યો. જે પાક ઇલમ કાબેલ પુરૂષોના હાથમાં હતો તે હવે બિનવાકેફ પુરૂષોના હાથમાં જવાથી નાબૂદ થતો ચાલ્યો, અને જે બાકી રહ્યો તેની ઇજ્જત ઉપર એવોતો કાળો ડાગ પડ્યો કે હજુરસુધી તે પૂરેપૂરો નિકલી ગયો નથી.

ખુશી અને દિલગિરી, સુખ અને દુઃખ, પ્યાર અને ધિક્કાર, તાબેહદારી અને ગરૂરી, વગેરે દરેક ઇનસાનના દિલના જુસ્સાઓની ખરી શિકલ દેખાડવાને ગાયનરૂપી આરસી બહુથી સરસછે; અને તેજ કારણથી નજદીક સર્વે ધર્મસ્થાપનારાઓને કવિતા અને ગાયનના આકારમાં ઇશ્વરપ્રાર્થના ફરમાવવાનું વાજબી લાગ્યું હશે, કે જેથી કરી તે સાહેબની ખરાં જીગરથી બંદગી થાય.

અરે જ્યારે નાદસ્વર એવોછે કે નિર્દોશ ગાય અને હરણો તોશું, પણ ડરામણાં ફાડીખાનાર જનાવરો તથા ઝેરી નાગ અને અઝદાઓને પણ તેણે વશ કિધાંછે, ત્યારે શું તે એક ઇનસાન, કે જેને પરવરદેગારે અકલનું ગૌહર બક્ષ્યુંછે, તેના દિલ ઉપર અસર નહી કરશે? બેશક જોકે કોઇ પાપી માણસના દિલ ઉપર વખતે શૈતાન ફતેહમંદ થઇ પાછાં તેની પાસે બૂરાં કાંમો કરાવેછે, તોપણ ગાયન તારો અજબતી અવાજ અજબછે, જ્યાંસુધી તારો સ્વર એક મહાપાપીના પણ કાન ઉપર પડેછે, તેટલો વાર શૈતાન પણ પોતાનો શિકાર મૂકીને દૂર નાસેછે. એટલુંજ નહી પણ ખુદ શૈતાન પોતાની શૈતાન્યત તજેછે.

કેટલાકો હિન્દુસ્થાની ગાયન યુરોપખંડના ગાયન સાથ સરખાવતાં ઘણુંજ ઉતરતું અને નાપાયદારછે એમ મત આપેછે; તેથી ખાતરી કરવા સારૂં ખુદ યુરોપનાજ વીદ્વાવાનોનાં એ વિશે શું મત છે, તેનો સાર જે સ્વદેશીઓને હિન્દુસ્થાની ગાયન અણગમતુંછે તેઓની આગલ રજુ કરૂંછું.

વિલ્યમ સી સ્ટેફર્ડ નામનો એક વિદ્વાન પોતાની બનાવેલી ઓરિએંટલ મ્યુઝિક નામની કિતાબમાં લખેછે કે, "હિન્દુસ્થાની રાગ અને રાગણીઓ ઈંગ્રેજી રીત પ્રમાણે લખવાને બહુ મુસ્કિલછે, કારણકે જે બિકટ રીતે તેમાં ઉંચાં અને નીચાં સૂરો લેવામાં આવેછે, તેનું દ્રષ્ટાંત આપવાને આપણી લખવાની રીતમાં પુરતાં ચિન્હ નથી.

સર વીલ્યમ હુઝ્લી કહેછે કે "ઘણાંક હિન્દુસ્થાની ગાયનમાં સ્કાચ અને આઇરિશ ગાયનની માફક કરૂણારસ નિખાલસપણું હોયછે, અને કેટલાંક એટલાં તો દિલને ખુશી કરેછે કે તેનું વર્ણન કરવું અશક્ય છે."

સર વિલ્યમ જોન્સ લખેછે કે "હિન્દુ ગાયન આપણા યાને યુરોપના ગાયન કરતાં, મુસ્તકીમ અને ખરા પાયા ઉપર રચાયલું છે."

લેફ્ટનંટ ટાડ કહેછે કે "યુરોપ્યન મ્યુઝિકમાં જે ડાયટોનિક અને ક્રોમેટાક સ્કેલો છે. તેને સિકંદરના વખતમાં ટિમોથિયસે શોધી કાઢયા એમ કેહેવામાં આવેછે, તોપણ એ સ્કેલો સિંધૂ નદીના કીનારાપરથી લઇ જવામાં આવયાછે એમ માનવાને પુરતાં કારણો છે.

હવે આ બાબદ ખતમ કરી આ નાહના પુસ્તકનો થોડો ઘણો ખુલાસો કરવાની રજા માંગું છું.

આ પુસ્તકમાંનાં સર્વે ગાયન મારાજ વિચાર અને કલ્પનાનાં છે એમ હું કેહેતો નથી. એમાં જૂના તેમજ મારા પણ વિચારો દાખલ કિધા છે, તથા કેટલાક ખુદ આખાં ગાયનો મારી કલ્પનાથી રચ્યાંછે.

દરેક બોલીમાં પ્રત્યેક શબ્દનો અર્થ કાંઇ એકજ થતો નથી, તે પ્રમાણે જે પ્રસંગે જેવા જેનો અર્થ થયો તેવો દરેક પાનાની નીચે આપ્યોછે.

વ્રજ અને ગુજરાતી ભાગોમાં કોઇ કોઇ ઠેકાંણે, તેમજ ઉરદુ ભાષાના ભાગમા જોડાક્ષરો બતાવવા સારૂં જે આગલો અક્ષર જોડાતો હોય તેની નીચે જેમકે ચશ્મને બદલે ચશ્‌મ કરીને સેહેલાઇથી જોડાક્ષરનો ઉચ્ચાર થાય માટે આ રીતના કાપાનું (હલ અથવા ખોડો અક્ષર દેખાડવાનું) ચિન્હ કિધેલું છે. વળી ઉરદુ ભાષામાં શુદ્ધ ઉચ્ચાર થવા શારૂ જે અક્ષરો ગલાંમાથીજ શીઘ્ર નીકળે છે તે બતાવવા સારૂં તે અક્ષરની નીચે મીંડાં (બીદું)નું ચિન્હ રાખ્યુંછે.

આ પુસ્તકમાં દરેક ગાયનને મથાલે તેનો રાગ અથવા રાગણી અને તાલ તથા એ રાહે ગવાતાં જૂનાં ગાયનનું મથાલું આપ્યુંછે (જે સર્વે કવચિત આગલાં પુસ્તકોમાં દાખલ કીધાંછે) તેથી સુગ્ન જનોએ એમ નહી સમજવું કે બીજા રાગ અથવા તાલમાં તે ગાયન નહી ગવાય, એતો ગાનારની શક્તિ ઉપર આધાર હોયછે કે જેથી એક ચીજ તરેહવાર રાગણી અને તાલમાં ગવાયછે.

હાલ ગવાતી ઘણીએક ગરબી અને ગજલોમાં એટલીતો રાગણીઓ ભેળાયલી હોય છે કે તે ગાયન કઇ રાગણીને લગતુંછે તે કેહેવું કઠણ પડેછે; જેમકે એક ગાયનમાં પિલૂ દેશ, બરવા, અને માંડ, એ ચારોનાં સ્વરો ભેલાઇ ગયા હોય તો, કોઇ દેશપિલૂ, કોઇ દેશમાંઢ, કોઇ બરવામાંડ ઇત્યાદિ કહેછે, માટે એવાં ગાયનની રાગણીની

ઘટતી પુછપરછ કરી, જે મારા નાકિસ વિચારમાં દરૂસ્ત લાગ્યું તે લખ્યું છે. કારણકે એ વિશે જવલેજ એ મત એક સરખાં પડેછે.

ખુદા નિરાકાર છે પણ તેની હસ્તી ઇનિસાનનાં ઉચ્ચાર માં ઉતારવા તે કિરતારને તરેહવાર રૂપો આપ્યામાં આવે છે; કોઇ પ્રિય અને પ્રિયા, કોઇ માશુક કોઇ યાર, વળી કોઈ સાકી અને શિકારી ઇત્યાદિ તરેહવાર અલંકારિક વિશેષણો લગાડેછે, જેમાનાં ઘણાંક આ અદના કિતાબમાં જોવામાં આવશે, તેથી કાંઇ ઇશ્કે મિજાજી યાને માશુક અથવા દુનિયાનો પ્યાર સમજવો નહી, પણ બેશક બરાબર વાંચ્યાથી ઇશ્કે હકીકી યાને ઇશ્વર પ્રેમ માલમ પડશે. ખરૂં કહીએ તો ઇશ્કે મીજાજી એક સીડીછે તેની ઉપર ચહડયાથી ઇશ્કે હકીકીના મંજલા ઉપર પોહોંચી શકાયછે.

ઘણું કરીને એક પુસ્તકમાં એકજ ભાષા વપરાયલી હોયછે પણ આ પુસ્તકમાં વ્રજ, ગુજરાતી, અને ઉરદુ ભાષાની, ચીજો ત્રણ ભાગમાં દાખલ કરીછે, એમાં બનતી રીતે ઘણી સંભાલ રાખીછે, તોપણ આ બાબદ અતીજ બિકટ છે માટે કોઇ જગ્યાએ ભૂલ જેવું જણાય તો સુજ્ઞ વાંચનાર તે સુધારીને વાંચશે તથા જરા લખવાની તજદી લઇને મને ચેતવણી આપશે એવી આશા રાખું છું.

હવે આ પ્રસ્તાવના સમાપ્ત કરતી વેલાએ મારે અત્રે દાનેશમંદ વાંચનારાઓ આગલ આટલો તો એકરાર કરવો જોઇયે કે ગાયનનો ઇલમ જેની તારીફ તમામ ઇલમે ઇલાહી જાણનારાઓ એક અવાજે કરી ગયાછે, જે રસ્તેથી ખોદાઇ ભેદોની સમજણ સાધારણ

માણસનાં દિલમાં ઉતરી શકેછે, અને જે રાગ રાગણીઓ ના મધૂર સ્વરોથી મનુષ્યજાતિનો આત્મા પોતાના કિરતાર તરફ દોડેછે તેવા નામાંકિત ઇલમનાં ઓહોલાં મેદાનમાં ચોગાન ફેંકવા આ ગ્રંથ કર્તા કશી પણ ફીકો રાખતો નથી, બલ્કે જેમ મુલ્લાં ફિરોજ આ હેઠલા એક બ્હેતમાં કેહેછે તેમ એ મતીબાની સીડીનાં સહુથી નીચેનાં પગથિ યાં ઉપરબી આવવાનો દાવો કરી શકતો નથી.

નગૂયમ સખુન ગૂએ પુર માએ અમ;
હરીન ફસ્મે દર કમતરીન પાએ અમ.

આ પુસ્તકમાં મારા પ્યારા કલ્બ બધર વ્યાસ પ્રાણજીવન શિવરામે કેટલીક મદદ કરીછે માટે અત્રે એ ભાઇનો ઉપકાર માનું છું.

લા૦ ફ્રિ. રૂ. બા.

મુંબઇ અક્ટોબર ૧૮૮૪.



# સાંકળિયું.

---

અ.



આ.



ઈ.



ઉ



એ.

## ક.



## ખ.



## ગ.



## ઘ.

ચ.



છ.



જ.

ત.



દ.



ધ.



ન.

પ.



ફ.



બ.



ભ.

મ.



ય.



ર.

ક્ષ.



વ.



શ.



સ.

હ.



જ્ઞ.





# ભાગ ૧ લો.

## વ્રજ ભાષાના ગાયન.

### ઇશ્વર સ્તુતિ.

હમીર કલ્યાણ—ધ્રૂપદ—તાલ ચોતાલો.

(એ ઘન બુંદ પવન પુરવાહી—એ રાહ.)

હો પ્રભુ તુંહી તુંહી કરતાર ;
તુંહી જગત જુગત રચનાર. ૧

તુંહી માત તુંહી તાત,
તુંહી તીન-લોક[1] નાથ ;
તુંહી દાતા તુંહી ત્રાતા,[2]
તુંહી માર તુંહી તાર. ૨

---

બિહાગ-ધ્રૂપદ—તાલ ચોતાલો.

(ઉતમ ગાએ ગાએ સુનાએ—એ રાહ.)

રટત[3] પ્યારે, પ્યારે તિહારે,
હસ યશ[4] સરસ ઉચ્ચાર ;
વિમલ[5] નામકી નિશિ દિન જપત માલ.[6] ૧

---

૧—સ્વરગ, મૃત્યુ, પાતાલ. ૨—રક્ષા કરનાર. ૩—યાદ કરૂં છું
૪—જશ—કીરતિ. ૫—સ્વચ્છ. ૬—માળા—હારડી.

જપ જાચોં[1] તપ ભવનમેં[2] મનમેં તનમેં,
રહ સુજાન મન વોહિ ધનમેં[3];
મૈના[4] અમૈના અભૈના,[5]
જતી[6] સતી બનકેં લજ્જોં કૃપાલ. ૨

પ્રભુ તોહે નમોં સુજ્ઞાતા દાતા ત્રાતા,
સકલ સ્વામિ જગ પિતુ માતા ;
ગાઉં બજાઉં હરખાઉં,
હસી હસી રટકેં નામ રસાલ. ૩

મુજ સ્વામી, તજ અસતકી મતકી ગતકે,
પથ[7] ફિરોજ અત[8] ચલ સતકે;
જાનોં સુજાનોં બખાનોં,
હરી વરી તનસેં દિનદયાલ. ૪

---

## દુનિયાંના તરેહવાર ચરિત્રો.

### ખમાચ–ધ્રૂપદ–તાલ ચોતાલો.

(નઇનકો કમલ કહું—એ રાહ.)

આજ ઔર કાલ ઔર,
રાત ઘડી ચાલ ઔર,
લાજ કાજ માલ ઔર,
રંગ ઢંગ સાર[9] હૈ. ૧

---

૧–ચ્હાઉં. ૨–ઘરમાં. ૩–ઈશ્વરરૂપી ધનમાં. ૪–ચુપ.
૫–ઘર ત્યાગીને. ૬–યોગી. ૭–રસ્તો. ૮–અહીં.
૯–ચોપટનો ખેલ.

આઠ જામ[૧] બાત ઔર,
સુ:ખ દુ:ખ ગાત[૨] ઔર,
ગ્રહ[૩] દ્રષ્ટિ ઘાત ઔર,
સોમ ભોમ ભાર હૈ. ૨

રંક ઔર ભૂપ ઔર,
સુદ્ધ બુદ્ધ રૂપ ઔર,
શીત[૪] ઔર ધૂપ ઔર,
દાસ ખાસ દ્વાર હૈ. ૩

લક્ષ ઔર કામ ઔર,
રોમ લોમ[૫] ચામ ઔર,
મન ફિરોજ઼ ઠામ ઔર,
માત તાત પ્યાર હૈ. ૪

---

## જીવને શિક્ષા.

યમન કલ્યાણ—ધ્રૃપદ—તાલ સુલફાક.

(મુશ્કિલ કરો આસાન ચિશ્તી મેરી—એ રાહ.)

ભજલે ભજ મન—શ્રી ભગવાન ;
કાહે ભયો તું—અજ્ઞાન જાન. ૧

ઉત્તમ દેહ તું—પાયો એહ તું ;
ભુલ્યો વેહ તું—તજ સુધ સાન. ૨

---

૧—દિવસનો આઠમો ભાગ (પેહોર). ૨—શરીર. ૩—આકાશના સાત ગ્રહો. ૪—ઠંડક. ૫—શરીરપરનાં ઝીણાં બાલો.

વ્યર્થહિ દિન દિન—જાતે ગિન ગિન ;
ઘડિઘડિ છિનછિન[1]—મનસૈં માન. ૩
ફિર તું આયગા—રોત જાયગા ;
જફા પાયગા—નહીં અજ્ઞાન. ૪

---

## ઇશ્વર સ્તુતિ.

ખમાચ—ધૃપદ—તાલ ચોતાલો.

(બંસી ધુનસે બજાય—એ રાહ.)

અબતો રખ લિજો લાજ—સુનકર ગરીબનવાજ;
વિમલ[2] ચરણ નમન કાજ—પામર[3] કૃસ ધાયો હૈં. ૧
સુત દારા મિત્ર આદિ—એહિ સબ સુખકે વાદિ[4] ;
તેરી હુઇ નહી યાદિ—પાતક મન ભાયો હૈં. ૨
કરત તુ ં અધમ ઉદ્ધાર—દુષ્ટનકે અઘ[5] નિવાર;
દેખ મુક્તિકો દેનાર—જાચક[6] ધસ આયો હૈં. ૩
વ્યાપક જો રોમરોમ—તીનલોક સોમ ભોમ ;
લખિ[7] ફિરોજ઼ ઝોમઝોમ—સુયશ નામિ[8] ગાયો હૈં. ૪

---

## મનનેં શિક્ષા.

બિહાગ—પદ—તાલ અસવારી.

(નઇનન કજરા ડારો સઇયાં નઇનન કજરા ડાર—એ રાહ.)

નાથ નામ રસ પીલે મનવા—નાથ નામ રસ પી;
પીલે ભરભર પ્યાલે પ્યારે—નાથ નામ રસ પી. ૧

---

૧—ક્ષણ ક્ષણ. ૨—સ્વચ્છ. ૩—રંક. ૪—દાવો કરનાર.
૫—પાપ. ૬—ભિખારી. ૭—જોઇ. ૮—નમીને.

કામ ક્રોધ અભિમાન મોહમેં—નિશિદિન ફિરતી ધી[૧];
લાગત પાય રિઝાવત ઈ[૨]. ૨

કપટ પાપ કણુ લોટ પીસકે—ડાલ જૂઠકો ઘી.
જહર મિઠાઈ બાવન કી. ૩

ઐસી કરની કરલો બાબા—તજો નર્ક કર છી[૩];
ફિરોજેશ[૪] ભજ માનત—જી. ૪

---

## બાવળના ઝાડની માલીને વિનંતી.

### જિંઝોટી—પદ—તાલ ત્રિતાલો.

(તેરે નઈનો મતવાલે સુલ્તાંને આલમ—એ રાહ.)

બાબૂલ કહત યૂં રોરોકે—બિનતી સુન બનમાલી;
ક્યું એક દ્રષ્ટિ નાંહી દેખત—સબકો હૈ તું વાલી. ૧

ક્વચિત દિયે હૈ ફૂલ સુગંધિત—ચમકત હૈ લાલી;
દૂર રંગ કણુના સુગંધ લઘુ[૫]—પાતભિ[૬] હૈ પાલી[૭]. ૨

કિયે કોઈકો કાષ્ટ[૮] સુવાસિત—ફૂલ લટકત ડાલી;
લાખ હમારે તનમેં કાંટે—બહુ ખટકત ખાલી. ૩

કોઇ કાષ્ટસે ફિરોજ બાંધે—ગાડી સુખપાલી[૯];
બાખ બિના નહિ અંત હમારો—કિસ્મતકી કાલી. ૪

---

## જીવને શિક્ષા.

### બિહાગ—પદ—તાલ અસવારી.

(હમરી મંદિરિયા કઈસે સુની રામ નામકા બાસા—એ રાહ.)

દોહિ ઘડીકો શ્વાસ, કરે મન;
લાખ બરષકી આસ. ૧

---

૧—બુદ્ધિ. ૨—કામદેવ. ૩—ખરાબ વસ્તુનો તુચ્છકાર સાથેનો ઉચ્ચાર. ૪—ફિરોજનો ઈશ્વર. ૫—નાંખલાં. ૬—પાતરાંબી. ૭—બાવલની પાલી. ૮—લાકડું ૯—પાલખી.

તનકે ગૃહકો નાહિ ભરૂસો,
પલમેં હોવે નાશ;
તબભિ નિલયકો[1] બાંધત જાને,
જીવન અગણિત માસ. ૨

કુંદન કંચન વૃધ્ધી દેખત,
રહત મગન તૂં ખાસ;
કોડીભી નહિ સંગ ચલે જબ,
છોડ ચલેગો બાસ[2]. ૩

પીવન તૃષ્ણા[3] બહુતહિ રાખે,
કામધેનુકી[4] છાસ;
અમૃત ફલકો ત્યાગ કરી,
તું ખાવે ખારો ઘાસ. ૪

પાતકમેં નિશિદિન તું ગુમાવે,
નહી ભક્તિ અવકાશ;
સત્યનામ સો ઝગડી હોવે,
પંચ-દૈત્યકો[5] દાસ. ૫

અજહૂહી હૈ સમય સમજલે,
નાચ નાથકો રાસ[6];
ઐસી કરણી કર ફિરોજ કે,
રહ જાવે ફુલ બાસ. ૬

---

૧—ઘરને. ૨—વાસો-રહેઠાણ. ૩—તરસ. ૪—ઈંદ્રની ગાય જેણીની પાસેથી જે માંગે તે મલેછે તેની. ૫—કામ, ક્રોધ, મદ, મોહ, મતસરનો. ૬—નાચ-ખેલ.

## કસ્તૂરી શોધવા નિકળેલું હરણ.[1]

ભૈરવી–પદ—તાલ જલદ ત્રિતાલો.

(નગમા[2]—રૈનીસાગમ નીધપમ પમગ રૈસા—એ રાહ.)

મુરખ મૃગ ઢૂંઢન ચલા કસ્તૂરી,[3]
અપને તનમેં ભરી સુગંધી;
ધ્યાવત દૂરી દૂરી. ૧

બિકલહિ[4] વ્યાકુલ બનબન ઢૂંઢત,
સુધિ ન રહી તન પૂરી;
કપટિ નાદકે[5] બસહિ પડ્યો જબ,
હો ગઇ તબ ગતિ બૂરી. ૨

---

૧—કસ્તૂરયા હરણમાં જ્યારે કસ્તૂરી તઈયાર થાયછે ત્યારે તેનીજ સુગંધ તેના મગજ ઉપર ઘેલાપણાની અસર કરેછે. તે દરએક ઝાડ આગળ જઈ, કોઈનાં થડ અને ડાળો તો કોઈનાં પાતરાં અને ફુલો સુંગી તે સુગંધની શોધમાં ફાંફાં મારેછે; કે જે ખરેખર તેના પોતાનાજ શરીરમાં હોયછે.

૨—નાચવાની ગત–લેહરી.

૩—કેહછે કે હિંદુસ્થાનમાં કસ્તૂરી મેળવવા પારધીઓ અજબ યુકિત વાપરેછે. જે જંગલમાં એવાં હરણો હોય, ત્યાં કુવાના વરતુલના આકારની ગોલ ભીંત બાંધી લઈ, અંદર જવા સારૂં એક સાંકડું બારણું ઉઘાડું રાખી, અંદરથી વાજીંતરો વજાડનારાઓ પાસે સરોદ વજાડાવેછે, જે હરણના કાન ઉપર પડતાંજ નાદ યાને સરોદને વશ થઈ, પ્રાંણની પણ દરકાર કરયા વિના પેલી ભીંતની આસપાસ ફરી જાંણે સરોદને ભેટવા માગતું હોય, તેમ અંદર જવા ફાંફાં મારી જેવું પેલાં બારણામાં જાયછે, તેવાજ પારધીઓ જેઓ છુપાઈ રહેલા હોયછે, તેઓ તેને પકડી મારી નાખી કસ્તૂરી કાઢી લેછે.

૪—બેચેન. ૫—સરોદને, વાજીંતરોના અવાજને.

ઊડ ગઈ મૃગકી મુરખાઈ,
નાભિ[1] લગી જખ છૂરી;
અમુલ્ય ધન તન પ્રાણુ ગુમાયો,
પાય બદન બિચ સૂરી.[2] ૩
મૃત્યુસમે પછિતાવન લાગો,
કહિ સુન માનવ કૂરી;
ફિરોજ સ્વામી હૈ જગવ્યાપક,
હરઘટ[3] હૈ પુર-નૂરી. ૪

---

## સંકટમાં પડેલો પપૈયો.

દેશ—પદ—તાલ દીપચંદી.

(અબતો ભુલે નાહીં બને—એ રાહ.)

પપૈહા[4] પીયૂ પિયહી[5] રટે;
વદ નિશિ દિનહિ કટે. ૧
મેઘ[6] બિના મમ મન મુઝાત[7] હૈ,
ક્યૂં કર તરસ મટે;
આઠ માસ ગલસૂર પડાયો,
ખાકર નિંબુ ખટે. ૨

---

૧—ડુટી. ૨—અસલ હિંદુસ્થાનમાં ગુનાહગારને મારી નાખવાનું અણીદાર ભાલો જડેલું ઉભું લાકડું, જેની ટોંચની ઉંચાઈ બરાબર એક માંચડો બાંધી તેની ઉપર ગુનાહગારને ચહડાવી, જીવતુંને જીવતું તેનુ બદન, તેમાં વીંધી મારી નાખતા હતા તે.
૩—પ્રમેશ્વર સરવદા સઘળે ઠેકાણે છે, તેહને આ મુરખ કસ્તુરયા હરણની માફક કેટલાકો તીરથ અને બીજે બાહાંને, મોજ અને સેહેલ કરવા દુરદેર ઈશ્વરની શોધ કરવાને બાહાંને જેઓ ભટકેછે, તેઓએ જાણવું જોઈએ કે ભટકવાની કાંઈ જરૂર નથી; ગફલત અને પાપનો પડદો જો કાહાડી નાખશે તો ખુદ તે સાહેબને તેઓ પોતાંમાંજ વસેલો જોશે.
૪—એક પક્ષી જે વરસાદમાં ઘણું બોલેછે, (જુઓ નોટ પાંને ૩૭ મે)
૫—પપઈયાની બોલી. ૬—વરસાદ. ૭—ગભરાય છે.

આજ ફસાઈ પારાધીને,
આયે દિન ઉલટે ;
તોડ ફંદકી[1] રસી ઉબારી,[2]
દેખ પિયૂકિ છટે. ૩

અબ ક્યું સકરા[3] હેરત ઘેરત,
છતિયાં મોરિ ફૂટે ;
બિરહકિ[4] મારી મરત હું તાકો,
મારનોહિ ન ચટે. ૪

કુહે તબ સકરા મૈ નહિ માનું,
મુરખી બાત જતે;[5]
ભૂખા કૌન ભક્ષકો દેખૈં,
ક્યા રસનાહિ[6] ચટે ? ૫

મારત લુબ્ધક[7] બાંણ પપીહેં,
ઉલટો બાજ કટે ;
ફિરોજ પિયુને કિયે ત્રિરક્ષણ,[8]
સબહિ નિરાસ હટે. ૬

---

૧—જાલની—ફંદાની. ૨—બચાવી. ૩—બાજ—એક શિકાર કર નારૂં પક્ષી. ૪—જુદાઈની. ૫—કહેછે—ચેતવેછે. ૬—જીભ. ૭—શિકારી—પારધી. ૮—તન વખતનો બચાવ, પેહેલો શિકારીની જાલ ટુટી તેથી ;

બીજો બચાવ—જયારે જાળમાંથી પપીહો નાઠો ત્યારે, પારધીએ તેને પકડવા પોતાનો સીખવેલો સકરો જે છોડી મેલ્યો હતો તેના પંજામાંથી છટકી જવું ;

ત્રીજો બચાવ—સકરાથી દુર પપીહો ઉડતો જોઈ પારધીએ મારવા સારૂં તીર ફેંકયો, પણ પરમેશ્વરની કૃપાથી તે તીર પપીહાને નહી પણ સકરાને લાગ્યાથી તે તરફડતો નિચે પડયો.

## ભક્તિનો ફાયદો.

ભૈરવી—પદ—તાલ જલદ ત્રિતાલો.

(તજ મંન હરિ બિમુખનકો સંગ—એ રાહ.)

મૈ તો નાથ ચરણકી ચેરી[1],
અબ સબ ગતિ શુધરી મેરી. ૧

અચલ[2] મેરૂકો[3] ચલહિ બનાઉં—પૃષ્ટ[4] ફિરાઉં ફેરી ;
કલ્પતરૂ[5] કંઇ કાટ જલાઉં—(જ્યું) લકડી બાબુલ કેરી. ૨

કામધેન[6] લખ ધાવત આવત—સુની હમારી ભેરી[7] ;
અપના ચારા હમસે માંગે—જ્યું ગ્વાલનકી છેરી[8]. ૩

ભૂત પિશાચહિ[9] ભાગત દૂરી—રહત કબૂ નહિ નેરી[10];
તારાગણ[11] નિત ગગન પંથમેં—ફિરતે હમકોં ઘેરી. ૪

રમા[12] હમારે રિઝવન કારણ—સદા રહત તન હેરી ;
પારસકો[13] પાયો મન્દિરકો—તો ધનકી ક્યા દેરી. ૫

બલિરાજા[14] હમસેં ભિખ માંગન—ફિરત હમારી સેરી ;
ફિરોજ એસેં ચરણ વંદકેં—મનપા પુરલે તેરી. ૬

---

## મન ભમરા તું ક્યાં ભમે છે.

મુલતાંની—પદ—તાલ જલદ ત્રિતાલો.

(વો હો હટકે નઇના હમારે—એ રાહ.)

ક્યું ભટકે ભૈંવર દિવાંને;
નિશિ દિનહિ ફિરે મતમાંને. ૧

---

૧—ગુલામડી. ૨—નહિ ચાલી શકે તેવું. ૩—મેરૂ પરવતને. ૪—પાછળ. ૫—ઈંદ્રના બાગનું મનફળ આપનારૂં વૃક્ષ. ૬—મનની મુરાદ પુરી પાડનારી ઈંદ્રની ગાય. ૭—પીપારી–સહેનાઇ. ૮—બકરી. ૯—પરેત. ૧૦—નજદીક. ૧૧—તારા મંડળ. ૧૨—લક્ષ્મી. ૧૩—પારસ મણી—એક પત્થર જે લોહડાંનું સોનું કરેછે તેનો ૧૪—એ નામનો એક માહા ધરમાતુ રાજા.

ત્યજ[1] મધુફલ થૂહર બિષ ખાવત;
આમ[2] દામ નહિ જાંને. ૨

છાંડ સુજલ કર્દમમેં[3] ન્હાવત;
ગુન અવગુન ન પિછાંને. ૩

સૂજત નાંહી અમોલ પારસ;
ફિરોજ સુન નાદાંને. ૪

---

## પાપીનો અંત વખતનો પસ્તાવો.

ઝીલ્લો–પદ–તાલ દીપચંદી.

(નાથ કઈસે ગજકો બંધ છોડાયો.—એ રાહ.)

ક્યા મુખ લે મૈ નાથઘર જાઉં;
અબ જનમ જનમ પછતાઉં. ૧

પર ઘર જોબન મ્હાર ગુમાયો,
બાડિ લુટી ક્યું બતાઉં;
સ્વામિ શિવાય સમર્થ ન કોઈ,
જિનસેં ગરજ સરાઉં. ૨

પરધન દેખ નૈન બિષ ફૈલેં,
પરદુખ દેખ રિઝાઉં;
પરનિન્દા તો નિત ઉઠ કીની,
પરસુખમેં દુઃખ લાઉં. ૩

બૈન[4] અસત્યહિ મુખસેં ભાખત,
નહિ જનલાજ[5] લજાઉં;
જન્મ અમુલ્ય વૃથાહીં ગુમાયો,
ક્યું તન નાવ તરાઉં. ૪

---

૧—તજીને. ૨—કેરી. ૩—કીચડમાં. ૪—વેણ–વાણી.
૫—લોક લાજથી.

કૌન રીત ઉત્તમ નર તનસેં,
સ્વર્ગ ધામ મૈં ધાઉં;
જન ફિરોજ પ્રભુ શરણુ ગયે બિન,
મુક્તિ[1] દાન ક્યું પાઉ. ૫

## રૂડાં માણસને સ્વર્ગ હયાંજ છે.

કાફી–પદ–તાલ ધીમો ત્રિતાલો.

(તિહારે ઘુંઘરવાલે બાલ.—એ રાહ.)

સખી કહો સ્વર્ગસેં હે ક્યા કાંમ,
જહાં નિકટ[2] પ્રિતમ અભિરાંમ[3]
નિજ વોહિ વિમલ સુખધાંમ. ૧
જો મુખ દેખત સબહી દુખ બિસરે;
રહું રાગી ભોરહિ શાંમ. ૨
વોહિ મેરે મન્દાકિની[4] સુરતરૂ[5];
જાકો લાગત નહિ દાંમ. ૩
વ્રત જપ જગ[6] તિરથ વોહી સબ હે;
શિવ અરૂ કો કહે રાંમ. ૪
પાઠ પુરાણ ફિરોજ ન બાંચૂ મૈં;
નિત જપ રહું શુભ હર નાંમ. ૫

## વરરાજાને તેડું.

શાહના કાહાનરો–પદ–તાલ ધીમો ત્રિતાલો.

(આવો મેરે બમના—એ રાહ.)

ચલો સુઘડ[7] બનરે[8];
બનરી બ્યાહને હિતસોં બુલાવેં. ૧

૧—છુટકારો–માફી. ૨—નઝદીક–પાસે. ૩—સુંદર. ૪—ગંગા.
૫—કલ્પતરૂ. ૬—હોમ. ૭—સુંદર. ૮—વરરાજા.

શુભ દિન મુહુરત શુભહિ આજ વે,
લગન સગન શુભ કાજ વે;
સબહિ સખી મિલિ મંગલ ગાવેં. ૨

ભાતિ ભાતિકે ચૌક પુરાએ,
ગાવત ગાયન કિન્નર[1] વે;
બિધિ બિધિ બાજે ગગન ગજાવેં. ૩

ફૂલન સેરે માલન લાઈ,
કરને પુષ્પન વોરિ[2] વે;
બનરી પ્રીતસેં કંઠ ધરાવેં. ૪

બનરા બનરી જુગજુગ જીયો,
સુખ સંપતસેં રાજિ વે;
ફિરોજ યે આશીસ બધાવેં. ૫

---

## ચિત્ત ચરખા.

જિલ્લો કાફી—પદ—તાલ દીપચંદી.

(સિતમકો હમ સનમ સમજે—એ રાહ.)

ફિરત સબ ચિત્ત હૈ ચરખે—કોઇ ઉલટે કોઇ સુલટે;
કરમ બૈઠા બનાવત તાર—કોઇ તુલતે[3] કોઇ ખુલતે. ૧

કોઇ ચંગા[4] કોઇ રંગા—કોઇ ટુટા કોઇ ફૂટા;
કોઇ છોટા કોઇ મોટા—કોઇ ફુલતે કોઇ ચુલતે[5]. ૨

કહત ફીરોજ યહી રસ્તા—કોઇ મ્હેંગા કોઇ સસ્તા;
કોઇ ચલતા કોઇ જલતા—કોઇ ઢુલતે કોઇ ઝુલતે. ૩

---

## બુરી સંગતનાં પરીણામ.

બિહાગ—પદ—તાલ ધીમો ત્રિતાલો.

(હમારો નિરધનકો ધન રામ—એ રાહ.)

જિન-કોઇ દુર્જન[6] સંગ કર્યો;
સદ્‌ગુણ તજ અવગુણ હર્યો[7]. ૧

---

૧—ગવઇયા. ૨—વધાવી લેવાની ચીજો. ૩—બરાબર ઉતરેછે.
૪—આનંદ. ૫—પુકાર કરેછે. ૬—બુરા માણસો. ૭—છિનવી લીધો.

હીંગ સંગ અત્તરકું મિલાયે;
ગન્ધ ઑત્તરને ધર્યો. ૨

અસીલ ઘોડા પૈર પછાડે;
જો ખર સંગ ચર્યો. ૩

મધુકે પ્યાલે નિમ[1] રસ ડાલે;
હૈ કડુ[2] સ્વાદ ભર્યો. ૪

ગાંજે ભંગ અફીમ વ્યસનમે;
કૈફી તલપ મર્યો. ૫

ફિરોજ઼ પૂંછ[3] ભૈંસકી ધરકે;
કોઇ ન પાર તર્યો. ૬

---

## જીવને શિક્ષા.

દેશ—પદ—તાલ જલદ ત્રિતાલો.

(સુનો તુમ યાર પરદેસી—એ શાહ.)

બતાદે પ્રાણ જરા મોકો—શરણ કિસ્કે તું જાતા હૈ;
ઉદરમે[4] તું બચન દેકે - નિકસકે ક્યું ભ્રમાતાહૈ[5]. ૧

પ્રભૂકે ખાન પાનોકો—ન ખા તું ભૂખકે મારે;
અરે મન મૂઢ જો હોકે—ભજન તુજકો ન ભાતાહૈ. ૨

દુજા કોઈ અધિક દાતા—નિકાલો ઢૂંઢ જગતિફિરકે[6];
ઉસકિ જો તું દેનેમેં—નહી સંતોષ લાતાહૈ. ૩

---

૧—લીમડો. ૨—કડવો. ૩—પુછડી. ૪—પેટમાં, ગરભ સ્થાનમાં. ૫—વહેમ ખાયછે,-ફાંફાં મારેછે. ૬—જગતમાં ફરીને.

ચલાજા ઔર હોરેંપે[1]—તજી ઇસ રાજ્યધાનીકો;
અવિહિત[2] કર્મ પાનીમેં—જનમ અપના ડુબાતાહે. ૪
જહાં વો ના તુઝે દેખે—જગા ફીરોજ બના એસી;
ક્યૂ છુપકે પ્રભૂસે જો—તું કરને પાપ ચ્હાતાહે. ૫

---

## ખુદાની તરેહવાર બક્ષેસો.

જિલ્લો કેસુરી—પદ—તાલ જલદ ત્રિતાલો.

(હમકો છાંડ ચલે બઇનિમાધો.—એ રાહ.)

દીનદયાલ[3] જગત પર દાદો,
આપ ચલાવે માલકીરે;
હાથી હય[4] રથ કિસિકો દેવે,
ખાંધ કિસીકે નાલકી[5] રે. ૧

કોઇ અનાથ[6] પૈરસેં ધાવે,
કોઇ બેઠકર પાલકીરે;
બસન[7] બિના કો શીતમેં[8] રોવે,
કિસિકોં ઓઢન શ્યાલકીરે. ૨

કિસિકો કંચન બાગ બગીચે,
આસ પુરી નહિ બાલકીરે;
બાલક કિસિકે ભૂખેં રોવે,
બાત સુનાવે હાલકીરે. ૩

કષ્ટ કોઇ કર નિશિદિન મરતે,
ખોલ ઉતારત ખાલકીરે;
પૂર્ણ નપાવેં અન્ન પેટકો,
કિસકિ કમાઇ લાલકીરે. ૪

---

૧—ઠેકાણે. ૨—મના કીધેલાં. ૩—ગરીબનિવાજ. ૪—ઘોડો.
૫—એક તરાહની પાલકી. ૬—રઝડતો ગરીબ. ૭—કપડાં.
૮—ઠંડીમાં.

દેવે કિસિકો સુઃખ દેહકો,
આસ કરે કો કાલકીરે;
અગણિત ખેલ ફિરોજ દેખ મૈ,
બાત કહું ક્યા તાલકીરે. ૫

---

## જ્યાં એક નથી ત્યાં બીજું શાકામનું.

ઇંગરેજી—Come landlord fill the flowing bowl.

(હર ચાલે હાલે દીલમાં નોંધીલો—એ રાહ.)

જહાં પુષ્પ નહી વૂહાં ક્યા માલી,
જહાં મચ્છી[1] નહી વૂહાં ક્યા જાલી[2];
જહાં સંપ નહી વૂહાં ક્યા સુખ હૈ,
જહાં જગત તજે વૂહાં ક્યા દુઃખ હૈ,
જો નાક નહી તો ક્યા મુખ હૈ,
દો હાથ બિના નહિ હૈ તાલી. ૬

દાની[3] નહિ દેખે દાન કરૂ,
સૂરા નહિ દેખે પ્રાણ કરૂ;
જહાં લાજ તજી વૂહાં નાંહિ શરમ,
જહાં મૂછ[4] ખુલી વહાં નાંહિ ભરમ,
યકીન નહી વૂહાં નાંહિ ધરમ,
સદ્‌ગુન બિન મુખપેં ક્યા લાલી. ૨

જહાં ડર હૈ વહાં ક્યા મ્હેલ ભલા,
તું સૂમ દવ્ય પર આગ જલા;

---

૧-માછલી. ૨—જાળ. ૩—દાનઆપનાર, ધરમાતુ. ૪—મુઠી.

જ્યોં પાછ[૧] મરણુકે પાયો અન્ન,
જ્યોં પ્રાંણુ ગયો આઈ અદન[૨],
જ્યોં લગ્ન કિયો પાઈ ઘડપન,
બિન સુત[૩] ગૃહતો રહેગો ખાલી. ૩

હૈ નૌન[૪] બિના મીઠા નહિ કુછ,
જહાં રાખ મિલી નીચ્યા ક્યા ઉચ;
જ્યોં ભાવ બિના ક્યા ભક્તિ કરે,
જ્યોં બુદ્ધિ બિના ક્યા શક્તિ કરે.
જ્યોં ભાગ્ય બિના ક્યા યુક્તિ કરે,
પ્રભુ બિના ફિરોજ સબી ખાલી. ૪

---

## ઇશ્વર સર્વનો રખેવાલછે.

### જંગલો—પદ—તાલ જલદ ત્રિતાલો.

(સખિ મોહે શાંમહિ લાગે નીકો—એ રાહ.)

પ્રભુજી સબકે તુમ રખવૈયા,
મૈ સમઝ સેમઝ બલજૈયા. ૧

ગુણી અવગુણી રહત સુખી સબ.
અપને અપને ઠૈયા[૫];
સ્નેહ ધરી શિશુ[૬] કુરૂપ ગોદલે,
દૂધ પિવાવે મૈયા. ૨

જીવત હૈ સબ જન સમ[૭] જગમેં,
તોસોં જો બિગડૈયા;

---

૧—પાછલ. ૨—શ્રીવઇદ. ૩—પુત્ર. ૪—નિમક. ૫—ઠેકાણે
૬—બાળક; બચ્ચું. ૭—સરખાં.

મેઘ ખેત જ્યું ભલે બુરે પર,
એકધાર બરસૈયા. ૩
ભલી બુરી સબ ગૌવનકું નિત,
ગ્વાલ[1] સમાન ચરૈયા;
મુર્ખ ચતુર જ્ઞાની અજ્ઞાની,
ઉદર[2] સમાન ભિરૈયા. ૪
ધરા[3] ધરત નહિ કછૂ બિચારે,
અવિહિત[4] કર્મ કરૈયા;
જગમેં રવિ શશિ દર્શ તુલ્ય હે,
પાપી પુન્ય મઢૈયા.[5] ૫
હમ બિગડે પર તુમહિ દયાનિધિ,
અપની ટેક રખૈયા;
માત તાતહિ કપૂત સતાવે,
તોભી દાઝ લગૈયા. ૬
તુમહો કૂપ[6] નદી અરૂ નાલે
સબકી પ્યાસ બુઝૈયા;
જન ફિરોજકો મુક્તિ દાનદે,
ભવસાગર તરવૈયા. ૭

---

## ઇશ્વર સ્તુતિ.

કાફી—પદ—તાલ દાદરો.

(ગાફિ આલિને નિજારા ભર મારા—એ રાહ.)

છોડ કહાં જાઉં મુજે નાથ સેં કામ હે;
નાથ સેં કાંમ હે—દુજે સેં બદનામ હે. ૧

---

૧—ગોવાળીઆ. ૨—પેટ. ૩—ધરતી. ૪—મના કીધેલાં.
૫—ઝુંપડી. ૬—કુવો.

જાઉં હરિ દ્વાર[1] ત્યાગ—કહાં મેરોં લગે થાગ;
દૂજો કહાં ધામ હૈ. ૨

નિશિદિન વો ધ્યાન ધરી—રવિ શશિભી દૂઢ હરિ;
ધ્યાય આઠ જામ હૈ. ૩

જગ્ત પિતૂ માત વોહિ—દાની[2] હૈ નાથ સોહિ;
જાકો ઉર[3] નામ હૈ. ૪

જાન ઓ અજાન સબી—જાવે ન નિરાસ કબી;
દેત ભોર શામ હૈ. ૫

નહિ ફિરોજ દશદ[4] પુજું—ઔર દેવ નહીં બુજું;
માંગત વે દામ[5] હૈ. ૬

---

## ખુદા નામનો અથાગ કૂવો.

પિલુ—પદ—તાલ દીપચંદી.

(કૌન જંગલમેં આન પડીરે—એ રાહ.)

નાથ નામકો બડો કૂપ[6] ભાઈ;
પાનકરો[7] જલ ત્યજ મુરખાઈ. ૧

જ્ઞાન ડોલસે ધ્યાનકી દોરી,
પ્રેમ પ્રીતકો રહેંટ બનાઈ;
જુગ બહુતેં બડભાગી[8] પીવત,
ઘટ્યો જરા નહિ દીખત રાઈ. ૨

---

૧—દરવાજો. ૨—સખાવત જાલો, દાન અાપનાર. ૩—છાતીમાં:-હૃદયમાં. ૪—પત્થર. ૫—પઈસા. ૬—કુવો. ૭—પીતારહો, પીવો. ૮—ભાગ્યવાન.

કામ નહી હૈ દામ ખરચકો,
રંકભિ ખેંચત ડોલ ભરાઈ;
કોઇ પિવતહૈ કોઇ ન્હાવતહૈ,
કોઇ મરત પ્યાસેં પછડાઈ. ૩

જાતિભેદકો ભેદ નહીહૈ,
રાય રંકહૈ એકહિ ઠાઈ[૧];
કહત ફિરોજ, ચમાર ધન્યહૈ,
રોહિદાસ[૨] મન પ્યાસ બુઝાઈ. ૪

---

## પાપીનો પસ્તાવો.

સોરઠ—પદ—તાલ ત્રિતાલો.

(દેખત સ્યામ હસે સુદામાકો—એ રાહ.)

જાનીં નહિ કહાંહિ બસે;
લોક કહે હરિ ઘટઘટ છાયો,
મુજ મનમેં ન ઠસે. ૧

કુટિલ[૩] કુપાત્રહિ ચેરે[૪] તેરે;
હમ જગ મોહિ ફસે. ૨

પુન્ય છોડ ગૃહ અઘકો[૫] બાંધ્યો;
ફૂંકત પવન ધસે. ૩

પ્રતી[૬] નગર પૂછત જન, ઉત્તર
કહત ન દેખ હસે. ૪

પ્રભુ ફિરોજ તુમબિન હિરદેમેં;
પાપી નાગ ડસે. ૫

---

૧—ઠેકાણે. ૨—હિન્દુઓમાં થઈ ગએલો ચમાર જાતનો એક પ્રખ્યાતભક્ત.
૩—કપટી. ૪—ગુલામ. ૫—પાપનું. ૬—હરએક.

## ઇશ્વર સ્તુતિ; પ્રભાતનું ગાયન.

ભૈરવ પ્રભાતી—પદ—તાલ ધીમો ત્રિતાલો.

(મંદિર દેખે ડરે સુદામા, મંદિર દેખે ડરેરે.—એ રાહ.)

જગતપતી જગનાથ પ્રભૂ તું-નિત્ય મોર[1] મન ભાયોહે;
ભોર[2] ભઈભજું નામ તિહારો-બિસરી જનમ ગુમાયોહે. ૧

બહુત પ્રકાશિત સૂર્ય ચંદ્રસોં-અગણિત જુગસોં ધાયોહે;
જિત દેખું તિત તુંહ તુંહ હૈ-તું સબ જગત સમાયોહે. ૨

તન મંદિર મન માલા જપકેં-જસ હસ મુખસેં ગાયોહે;
ભાવિક ભજન કિયો જિનજનને-મનફલ પૂરણ પાયોહે. ૩

નીકે[3] દિન યે બીત જાતહૈ-ફિરોજ બચન સુનાયોહે;
ભજ્યો પદાંબુજ[4] ભગ્ત તિહારો-તાકું ધામ[5] પઠાયો હે. ૪

---

## તન મંદિર ઇશ્વર વગર સૂનું.

બિહાગ—પદ—તાલ ધીમો ત્રિતાલો.

(નઈનન કજરા ડારો સઈયાં.—એ રાહ.)

જા મંદિર નહિ નાથ બસે સો—મંદિર ક્યા હૈ કામકે;
જોગી કોઈ જૂઠ નામકે—બસ્ત્રા પ્હેનત ચામકે. ૧

અપને ધટકો નાથહિ છોડત--સોધત ઔરહિ ઠામકે;
પેટ કાજતો વેઠ ઉઠાવત—ખાવત દામ હરામકે. ૨

જૈસે મુનિજન[6] આસન[7] માંડત—સેવક આઠો જામકે;
ફિરોજ જનસબ ઘટ હરિ રાખો-રહો નહી બસ[8] દામકે[9]. ૩

---

૧—મારા. ૨—સહવાર—બામદાદ. ૩—રૂડા—ભલા. ૪—કમળ જેવા સુંદર પગો. ૫—સ્વરગમાં ૬—તપસ્વી. ૭—બેઠક—જોગીઓની જપ કરતી વખતે બેસવાની રીત. ૮—વસ—તાબે. ૯—પઈસાના.

## કન્યા સાસરે[1] ચાલી.

ભૈરવી—પદ—તાલ દીપચંદી.

(જુગ જાનલેના સ્વપના.—એ રાહ.)

દુલહેન ચલીહૈ પિયાકે નગરવા;
ધરિ સિંગાર અરૂ પાય ઘુઘરવા. ૧

રહિથી હરપમેં, બાલાપનમેં,
જનની[2] પિતાકી રહીથી જતનમેં;
બસગયો આકર જબ પિયુ મનમેં,
રહી સકી નહી અપને બતનમેં;
ચલિહૈ છાંડ પ્રિય અપનો પિયરવા. ૨

ચલેહૈ સંગ નહિ આબતો કોઈ,
ગલેસેં લગાકે મૈયા રોઈ;
જનક[3] તબ રોયરોય આંખ ખોઈ,
કહુલી લાલ રોનેસેં ન હોઈ;
ચલિ હૈ દેખ યે સરસ ઝગનવા. ૩

ધન દૌલતકો ત્યાગ દિયોહૈ,
ચલિ સંગનહી અંગ છિયોહૈ;
ગુણ અવગુણકો સાથ લિયોહૈ,
જિસકો અમુલ્ય સિંગાર કિયોહૈ;
મિલતે સુગુનસેં સાસ લાલનવા. ૪

કહાર[4] ચારહિ અંગનમેં આએ,
શિબિકા[5] બૈઠન દુલહનકો લાએ;

---

૧—આ ગાયનની મતલબ દુનીઆથી કુચ કરવાનીછે. ૨—મા-માતા.
૩—બાપ. ૪—પાલકી ઉચકનાર. ૫—પાલકી.

મજલો મજલકે કાટ. પથ[1] ધાએ,
સ્વસુરગ્રામ[2] જલદી પહુંચાએ;
ફિરોજ હોતહૈ ન હોત મિલનવા. ૫

---

## પાપી પશ્ચાત્તાપ.

દરબારી કહાનરો—પદ—તાલ ધીમો ત્રિતાલો.

મૈં ઝગડ[3] પિયા પસતાંની;
સંકટમેં નહિ કોઇ હમારો—સંપતકે[4] સબ જાંની. ૧
તીનલોકમેં નામ તિહારો—સત્યરાજ સુલતાંની;
કહો શરણ કિસ્કે મૈં જાઉં—તોસૌ જો બિગડાંની. ૨
મેઘભૂપસૌ[5] અરજ સુનાઇ—તનપે ડાલો પાંની;
નહીં સુની કછુ બાત હમારી નહિ યે આગ બુઝાંની. ૩
આપો બમના લિખદો ઇતની—કષ્ટ ફિરોજી ક્હાંની;
જો ગુજરી સો પિયા બિસારી—યે બિનતિ લ્યો માંની. ૪.

---

## કર્મ ગતિ.

કાલિંગડો—પદ—તાલ જલદ ત્રિતાલો.

(કરમગતિ ટારે નાહિ ટરે.—એ રાહ.)

જુગત[6] સબ હારે બીન રતી[7];
રતિપેં ચલી ન મતી. ૧
ક્હાંકો મહાદેવ ક્હાંકો શંબર,
ક્હાંકો મદન[8] રતી,[9]

---

૧—રસ્તા. ૨—સાસરે. ૩—લડીને. ૪—પઇસાના-દઉલતના. ૫—ઇંદ્રને. ૬—તાલમેલ-જુગતી. ૭—કીસ્મત-નસીબ. ૮—કામદેવ. ૯—કામદેવનીસ્રી.

જો સ્વકિયાસૌં[1] સ્નેહ[2] લગાયો,<br>
સો ગૌદ[3] રમે પતી[4]. ૨

રામચંદ્ર વનવાસ પધારે,<br>
જ્યાં જગ ત્યાગ જતી;<br>
જબ સીતાકોં લે ગયો રાવણ,<br>
ક્હાંથે સીતાપતી. ૩

પંડિત જ્ઞાની પાંચો પાંડવ[5],<br>
કૈસી હુઈ ગતી;<br>
નાંઝર[6] અર્જુન ધર્મરાજ ભટ,<br>
ભીમ રસોઇ—પતી.[7] ૪

---

૧—પોતાની પરણેલી સ્ત્રી સાથે. ૨—મહોબ્બત. ૩—ખોળો. ૪—એક વખત મહાદેવની મહા તપશ્ચર્યા જોઈ બીજા દેવતા અદેખા પડી તેની ભક્તિમાં ભંગ કરવા કાંઈ યુક્તિ શોધવા લાગા, આ કામ ફુલવાણીથી કામદેવે કરયું, જેથી કરોધમાંન થઈ માહાદેવે કામદેવને ભક્તિના બળથી બાળી ભસ્મ કરયો. આ જોઈ કાંમદેવની સ્ત્રી રતી બહુ કળાપીટ કરવા લાગી, જેણીનું રદન સાંભળી દયા લાવી મહાદેવની સ્ત્રી પારવતીએ કહયું કે, હવે પછી કામદેવ એક માછલીના પેટમાં જનમ લેશે. અને તે માછલી દઈત્યોના રાજા શંબરને ત્યાં આવશે. આ સાંભળી રતી ઓલખ છુપાવી તે રાજા (કે જે કામદેવનો મોટો વેરી હતો) તેને ત્યા રસોયણ તરીકે રહી. કાંઈ મુદ્દત વિત્યા પછી એક દિવશે મરછીમારોને એક મોટી માછલી હાથ લાગ્યાથી શંબર રાજાને ત્યાં સોગાદ લાવયા, જેનું પેટ ચીરતાં કામદેવ બાળક રૂપે નીકલવાથી રતીએ તેણીને પેટે કોઈ છોકરૂં નથી એવું બાહનું કાહડી શંબર પાસથી માંગી લઈ, બાલક કામદેવચાને પોતાના પતીને ગોદમાં લઈ હસાવી રમાડી જતન અને પ્યારથી ઉધારયે; એટલે જેણિનું રક્ષણ કાંમદેવે કરયું હતું તેણિના રક્ષણમાં તે ગયો.

૫—યુધિષ્ઠિર અથવા ધરમરાજ, અરજુન, ભીમ, નકુલ, અને સહદેવ; એ પાંચ મહાજ્ઞાની, પાંડુ રાજાના પંડીત બેટાઓ જેઓને દૈવયોગે મહાવિપત ખમવી પડી હતી.

૬—રાજાના જનાનાંનો ખાસ નપુંસક ચાકર. ૭—રસોયો—બબરચી.

ગ્રહ નખ્ખતરસો મન સમઝાવન,
રાહૂ મંગલ ગતી;
ફિરોજ ભૂપતિ[1] રતી[2] જાય તબ,
તોલ ન હોય રતી.[3] ૫

---

## મ્હોતનું તેડું.

### પિલૂ—પદ—તાલ દાદરો.

(કાહે કૂસ બલમા મોસેં ખેંચિરે કમાન.—એ રાહ.)

ચલો ચલો બેગ ચલો—ચલો સુંદર નાર;
ચલો સુંદર નાર—નહી દેરું પલબાર. ૧

મેરે આવનકી સુધિ તું બિસર ગઈ;
ઘડી પલ વિપલ તોકું જો કહિ હરબાર. ૨

માત પિતાકોં અંતહિ[4] મિલલ્યો;
ફિર નહી મિલોગે હૈ જાનાં પરબાર. ૩

આપ કરનીસોં તન સૃંગારો;
છાંડો ધન પુત્ર માલ આશા ઘરબાર. ૪

કહતહૈ ફિરોજ સુનો અવધ હુઈ પૂરી;
ઘોગે ક્હા ઉત્તર જા હરિકે દરબાર. ૫

---

## બામદાદની ખુદાની બંદગી.

### ભૈરવ પ્રભાતી—પદ—તાલ—દાદરો.

(જાગિયે ગોપાલ લાલ ઉઠિયે બલજાઉં.—એ રાહ.)

ઊઠ સજન ભોર ભયો નાથ[5] ભજન ગા રે;
પંછી પશુ જીવજંત સંતહો પુકારે. ૧

---

૧—રાજા. ૨—મોહોડાનું તેજ. ૩—છ ચોખાભાર વજન. ૪—જીવતાં—જીવતાંજી લગી. ૫—જગતપતી, ઈશ્વર.

ભોર સમે રટત હું નિત નામ પ્રભુ તિહારે;
હોવે અઘ[1] નાશ અરૂ કાજ સફલ ધારે. ૨

દોહો કર[2] જોડ કરૂં બિનતી તુજ દ્વારે;[3]
દુખ દલીદ્ર વિપત મેરિ પ્રભૂ તું નિવારે. ૩

જાકો શુભનામ લેત પાપ ગયે હારે[4];
સર્વે જગત સ્વામી તુમ રચી જુગત ભારે. ૪

સુનિયેં જગનાથ કિયે પાપ હૈ અપારે;
કૌનબિધી ભવજલ[5] સે ઉતર જાઉં પારે. ૫

કહે ફિરોજ ભજન કરો તબહિં પ્રભુ તારે;
તન મનકે રટન બિના સદા રહો ન્યારે. ૬

---

## જુવાની ઉપર મગરૂબ નહીં રેહેવા વિશે.

ભૈરવી—પદ—તાલ દીપચંદી.

(દુલિયા લે આવો મોરીરે.—એ રાહ.)

સુનો ગોરિયાં ગુમાની ના કરો;
દો દિનકી જવાંની દિવાંની. ૧
જૈસે પતંગ[6] રંગ ઉડતહૈ—જો કબુ ધૂપ ધરો. ૨
રહત સદા નહિ સૂર્ય તેજકો—જો કછુ છાંવ[7] પરો. ૩
ક્ષણ ભર જૈસી બિજલી ચમકે—ઝર—જલ[8] રહ ન ખરો. ૪
ફિરોજ કબહૂ નિત ન રહેગો—બ્હાર બસંત હરો.[9] ૫

---

૧—પાપ. ૨—હાથ. ૩—દરવાજે. ૪—હારીગયા, નાહસી ગયા, નાશપામયા. ૫—સંસાર સાગર જલ, ૬—પતંગનું લાકડું. ૭—છાંયા—સીરૂં. ૮—ઝરાનું વેહેતું પાંની. ૯—લીલો.

## કબીર[1] વણુકર કપડાંની તારીફ કરેછે.

### વાધ્રીશ્વરી કાહાનરો-પદ-તાલ ધામા, ત્રિતાલો.

(દઈયા રામ દેખત લોક હસઇયાં.—એ રાહ.)

દેખ દેખ મેરો હરિ ઝુલૈયા[2] ઝુલવત હૈ દિનરાતેં;
ક્યા અદ્ભુતહૈ[3] કરામત વાકી ખોલત ના કો બાતેં. ૧

તરહા તરહાકે બાને-તાંને[4] લાગત ના કો ખાતેં;[5]
ન્યારી રંગત ન્યારી બન્નત અગણિત ખિલ રહિ ભાતેં. ૨

ગાય ફિરોજ કબિર યૂં કહેતે બિન ઝુલાય કો જાતેં;
મનુષ દેવતા પશુઅન પક્ષી તરવર[6] ફુલ ફલ પાતેં.[7] ૩

---

## રોહિદાસ[8] ચમાર ચામડાંની તારીફ કરેછે.

### કલ્યાણ-પદ-તાલ દીપચંદી.

(દુલહન બાગ સવારલે સારી.—એ રાહ.)

ચામહિ ચામ મૈ ચૌઓર[9] ધાયો;
ચામ બિના કછુ નજર ન આયો. ૧

ચામકી ચીડી ચકચક ચૂંચત,
ચામમે ઝૂકત ગોવિંદ ગાયો;
ચામકે કુક્કુટ[10] કૂકત ભોરેં,
ચામહિ સોવત લોક જગાયો. ૨

ચામકે ચૌપગ ચાલત હાલત,
ચામ બિના હૈ કૌન બનાયો;

---

૧—એ નામનો એક ભગત કવી જે વણુકરનો ધંધો કરતો હતો. ૨—વણુકર. ૩—અજાયબ જેવી છે. ૪—વાંનો તાંનો—સુતરના આડા અને ઉભા દોરા. ૫—બગડેલી વસ્તુ. ૬—વૃક્ષ; ઝાડ. ૭—પાતરાં. ૮—એનામનો ભગત જે ચમારનો ધંધો કરતો હતો. ૯—ચારો બાજુએ. ૧૦—કુકડો, મરઘો.

ચામકે તરવર ચામકે પુષ્પન,
ચામહિ ચૂમ્બત ફૂલ સબ ખાયો. ૩

ચામકે પર્વત ચામકી ભૂમી,
ચામકે ચૌદહ રત્નહિ ભાયો;
ચામહિ મીન[1] ચામકે મોતી,
ચામ બિના કોઇ નામ ન લાયો. ૪

ચામહિ સુરજન[2] ચામહિ રાક્ષસ,
ચામ ચોરાસી લક્ષ ફિરાયો;
ચામહિ રામા ચામહિ શ્યામા[3],
ચામ ફિરોજને હરિ ગુણ ગાયો. ૫

---

## પરોઢિયે ઊઠવા વિશે.

ભૈરવી—પદ—તાલ ધીમો ત્રિતાલો.

(અબ મોરિ છાંડદે કલાઇ કહ્યાન માંવકો છોડા.—એ રાહ.)

કલિયન ફૂલી ઉપબન સુભજન;
ઉઠ ભઇ ભોર ભૌંર[4] કન્જ[5] લટકે. ૧

વિરહ ચકોર[6] લિનો ચકવેકો[7];
નાર ટાર તરવર પર ભટકે. ૨

પ્રગટ ભયો રવિ તેજ પ્રતાપી;
ડારડાર મધુરસ ફૂલ લટકે. ૩

પતિત ફિરોજ ભજે તજ સેજનૈં;
વારવાર તનમન કર પટકે[8]. ૪

---

૧—માછલી. ૨—દેવતા. ૩—રાધા. ૪—ભમરો. ૫—કમલનું ફુલ. ૬—એક પક્ષી જેનું જોડું દિવસે એક બીજાથી છુટું રહેછે. ૭—એક પક્ષી જેનું જોડું રાતરે એક બીજાથી છુટું રહેછે તેનો. ૮—પટકો કરીને; આને કપડું ગલાંની ઉપર લપેટી તેના બેઉ છેડા હાથ જોડી પકડીને નમવું.

## અહંકાર તજવા વિશે.

ભૈરવી–લાવણી–તાલ દીપચંદી.

(વંધ્સ યાર મરીઈ મરીઈ મિઠડા—એ રાહ.)

નાહિ ગુમાન કરીયેં કરીયે સજ્જના;
યહિ દેહ દોહી સમજ પેહેરકી. ૧

લંક[1] જલી રાવણ પછડાયો,
તન તુકડે અહંકાર કરાયો;
સુનતે સ્યાન ધરીયે ધરીયે. ૨

નમત ડાલસો ફૂલહી લાધે,
નમત ડોલસો કૂપ–જલ[2] કાઢે;
ખાલિ ન ખાન[3] કરીયે કરીયે. ૩

નમ્ર[4] નાવ[5] પર ભર તોફાને,
સ્વાર બનેસો ડર નહિ જાને;
શાંન્ત સમાન તરીયે તરીયે. ૪

પંથ[6] હરીકો નિર્મલ સાચો,
સત્ય સ્વામિકો મનસે જાચો;
પાપ પિછાન ફરીયે ફરીયે. ૫

સ્વપ્ન સરીખા જગ યે જાનો,
ફિરોજ઼ સ્વામી સદા બખાનો;
માંગત માન ડરીયે ડરીયે. ૬

---

૧—લંકા. ૨—કુવાનું પાની. ૩—ધાતુની ખાણ. ૪—નમેલું. ૫—વહાંણુ, તોફાંનની નિશાંન માલમ પડતી વખતે આગમજ્યી નાખોદા ડોલ અને સર કાહાડી નાખેછે, જેથી તોફાંનની ઝાઝી અસર થતી નથી. ૬—રાહ; રસ્તો.

## નિરાકાર પ્રમેશ્વર સાથ પ્રીતી.

ગરવા પિલૂ—લાવણી—તાલ જલદ ત્રિતાલો.

(કાયા કઈસી રોઈ પ્રાણ તજે.—એ રાહ.)

મૈ દરશન બિન કૈસી મોહી—જગતપતી. ૧

મુજકો તો વો કબૂ મિલા નહિ—સૂરત દેખી કોઈ,
જબભી દેખું હૌરહૌરમે[1]—બાસ[2] કરત હૈ સોઈ;
ન્યારી રંગત ન્યારી ઢંગત—ન્યારી બેલી[3] બોઈ,
તરહા તરહાકે ફૂલ ફલોંસે—તરહા તરહા ખુશબોઈ;
ભીતરતો વોહી વોહી. ૨

ચંદ્ર સૂર્યસાં ગગન બિરાજે—અગણિત ઝબકે તારે,
સબહિ નખત[4] નિશિ દિન ફિરફિરતે—ફૂલ દે ન્યારે ન્યારે;
ગગન સઘન[5] મૈ ઢૂંઢ આઇ, ના—મિલે હમારે પ્યારે,
તબભી સોચત દેખત સબમેં—બ્યાપક વો હૈ સારે;
ઢૂંઢતહૌ જોહી જોહી. ૩

સપ્ત સમૂદર બહે સબોમેં—ફિરે નાવડી હોડી,
કોઇ પવનસે ડોલત ચાલત—કોઇ ખરાબે તોડી;
લાખ તરહાકી મછલી હૈં, ના—મિલી એકભી જોડી,
જીવત રાખત જલમેં વો જહાં—મનુષ પ્રાંણદે છોડી;
કૃપાલુ સોહી સોહી. ૪

કીટક[6] મુંગી નાચ પતાલે—ખેલે તોસૌ હોરી,
જબ દેખું તબ સબહિ બસનકો[7]—દિયે રંગમેં બોરી;
નાચત કોઈ હરખ જના—કો રોવત ધુલમેં રોરી,
ફિરૌંજ અકેલી ઢૂંઢત ધાવત—મનપા પુરાવ મોરી;
કર એકકિ દોહી દોહી. ૫

---

૧—ઠેકાંણે, ઠેકાંણે. ૨—વાસો. ૩—વેળ. ૪—નક્ષત્ર.
૫—અથાગ. ૬—કીડા. ૭—વસ્ત્રને.

## ઇશ્વર સદા સર્વ ઠેકાણે છે.

કલ્યાણ—લાવણી—તાલ ત્રિતાલો.

(એરે પિયાકા નવરંગ બાગ ચલિ મઈ દેખનકો.—એ રાહ.)

સબ ઘટ દેખું પ્રીતમ મોરે બન્ના રહે બૈના;[1]
સોવત જાગત ઊઠત બૈઠત ક્યા દિન ક્યા રૈના. ૧

શ્રેષ્ટ[2] માનવી તાલહિ દેવે હિરદે નાડીમેં,
ન્યારે ન્યારે તાંનહિ લે બૈઠે તન બાડીમેં;
જોગી જંગમ[3] જપ તપ કરતે જંગલ ઝાડીમેં,
પાપી નાવ પર સ્વારહિ હોકે ડુબતે ખાડીમેં;

(જુહુલ) કોઇ હસતહે કોઈ રોતે,
કોઇ પાતહે[4] કોઈ ખોતે;
કોઇ જાગતે કોઈ સોતે,
કોઇ કાટતે કોઈ બોતે;
કર રૂહે સુખ ચૈના. ૨

ચૂચન લાગી ચીડી બોરે[5] ડગર[6] બોલતે મોર,
જગત–પતીકો રટને કારન ગગન મચાવે શોર;
કોયલ તોતા[7] ચાત્રક પંછી દેખો ઠોરહિ ઠોર,
ફૂલો પ્રેમી નૈનો ખોલે જબ હોતીહે ભોર;

(જુહુલ) ભવર કમલ પર નાચત ડોલત,
ચંડુલ ફુલસોં હસકે બોલત;
પ્રેમ ગાંઠકો બુલબુલ ખોલત,

---

૧—વસિલી. ૨—ઉત્તમ. ૩—કેટલાક જાતના જોગીઓ. ૪—મેળવેછે. ૫—સહવારનાં ૬—રાહ, રસ્તો. ૭—પોપટ.

જિવજંતો સબ મધન કિલોલત[1],
સારસ ક્યા મૈના. ૩

નદી સરોવર મ્હાસાગરકે નાચત મીન[2] જલમેં,
કીચલમેં કો ડૂબત ડોલત તરહા તરહા છલમેં;
કષ્ટ બિના અજગર પાવત ભખ[3] ક્ષુધા[4]પૂર બલમેં,
અમૃત મધસો કોઇ ભરે હૈ બિપ કોઈ ફલમેં;

(જુહુલ) ગગન મઁડલમેં ઝમકે તારે,
શશિ[5] રવિ[6] નિશિદિન રટતે ન્યારે;
જહાં દેખું વહાં તુમ હો પ્યારે,
આવે જો તુમ્હારે દ્વારે;
પાવે સુખ સૈના[7]. ૪

સુનકેં ભુજંગ[8] આન ખડે હે તજ ઘર અપનેકોં.
અગણિત કીટક[9] ડોલત લોલત આગ્મેં જપનેકોં;
ગુંગી[10] મુંગી[11] ધૂની જલાતી બૈઠી તપનેકોં.
કોઇ ભુલે હરિ સાચ્ય માનકે જગકે સ્વપનેકોં;
ફિરોજ રટ તું પ્રભૂ નામકોં,
અમુલ્ય જો માંગે ન દામકોં,
ઔર કોઇભી નહી કામકોં,
રટકે વોહી અષ્ટ જામકો,
કર ભક્તિ ચૈના.[12] ૫

---

## વિયોગ વિલાપ.

દેશ પાહાડી—લાવણી—તાલ જલદ ત્રિતાલો.

(સુરતમેં પનિઆરન ખુબ બની.—એ રાહ.)

પિયા બિન દુઃખ મોકો ભારે,
ઢૂંઢું કહાં તુજે પ્યારે. ૧

---

૧—પુકારેછે. ૨—માછલાં ૩—ભક્ષ; ખોરાક. ૪—ભુખ.
૫—ચાંદ. ૬—સુરજ. ૭—ઘણું; અગણિત. ૮—સાંપ; નાગ.
૯—કીડા. ૧૦—ઓલીશકેનહીંતે, અવાચક. ૧૧—કીડી.
૧૨—સણગાર.

લિયો મૈ જોગનિયાકિ બેસ,
પિયાકો ઢૂંઢા દેસોદેસ;
રગોમેં રગત રહ્યો નહિ લેસ,
શ્યામ[1] સો રૂપેર[2] હો ગએ કેસ;

(જુહુલ) બિન મુખ દેખે પ્રીતમકેતો— નિશિ દિન મોય નચૈન,
દેખ પ્રિતમ જબ પ્રીત લગી તબ—છૂટે ક્યું નહિ નૈન
રોઊ મૈં જા કિનકે દ્વારે. ૨

કિયા તનકા મૈને ડેરા[3],
લિયા વૈરાગ પિયૂ તેરા;
બનોબન ફિરતી હેં ફેરા,
ધુનીમેં જલા જિગર મેરા;

(જુહુલ) તન મસાલકો જલા રહી હૈં—રક્ત પુરાકે તેલ,
જલજલકેં બનબન ફિરતી હૈં—ઢૂંઢ હમારો છેલ;
કોપ કર હો ગયે ક્યૂં ન્યારે. ૩

મિલે પત્તાતો લિખ પતિયાં,
કહું મૈં મન તનકી બતિયાં;
કટત નહિ વોહિ બિના રતિયાં,
મિલેતો રખું મોર છતિયાં;

(જુહુલ) પ્રીતમ વો દિન કહાં ગએ! જબ—મૈથી જલ તુમ દૂધ.
તેલ હોય ક્યું અલગ બને અબ—ગઈ કહાં તુજ સુધ્ધ;
તોહ બિન મિષ્ટ[4] લગત ખારે. ૪

---

૧—કાળાં. ૨—સફેત. ૩—તંબુ. ૪—મિઠાઇ.

મિલે એકબારહિ સમઝાઉં,
બિનત દો કર[1] જોડ સુનાઉં;
રોય કર ઘરમેં ફિર લાઉં,
તપત[2] તન મનકી બુઝાઉં;
(જુલુલ) પ્રીતમસેં મુજ પ્રીત લગીહૈ—લગો સજનસેં સ્નેહ,
મનતો લાગો હૈ મોહનસેં— લગો નૈનસેં નેહ;[3]
નાથ યું ફિરોજ પોકારે. ૫

---

## પતિ વિયોગ—ૠતુ વર્ણન.

ભૈરવી–લાવણી–તાલ જલદ ત્રિતાલો.

(કાદર જાંણે નાજ઼સાઈદા વેખાણાં.—એ રાહ.)

બાલમ[4] મોહે કાહે તુનેવે બિસારી;
મિલો પિયા મૈ તુમ પર વારી. ૧

ગઇ ફૂલિ બસંત બ્હાર બનકી,
તપ ગ્રીષ્મ[5] આગ જલી મનકી,
વહ ભસમ બદન પર ડારી. ૨

મૈ રોઇ બર્ષામેં[6] પિયુ રટકે,
બન કૂક પપીહા મન ખટકે,
ઝડિ શ્રાવનિ લાગી ખારી. ૩

લગિ શરદ[7] સખી દુખ સુન બહના,
કૂંયુ સહું યે હિમ[8] પિયુસેં કહના,
અબ લિજિયો બેગિ ઉગારી.[9] ૪

---

૧—હાથ. ૨—તાપ, આગ. ૩—મહોબ્બત. ૪—પતિ, ખાવિંદ. ૫—ગરમીની ૠતુ. ૬—વરસાદની ૠતુમાં. ૭—સરદીની ૠતુ. ૮—હિમંત ૠતુ. ૯—બચાવી.

સુધિ રહિ ન શિશિરમેં[1] સબ રતિયાં,
સુન પિયુ બિનતી ફટતી છતિયાં,'
કહે ફિરોઝ ચેરિ[2] તુમ્હારી. ૫

---

## પતિ વિનંતી.—સહવારનું વર્ણન.

ભૈરવી–લાવણી–તાલ દાદરો.

ના મુજે સુતા અલમા, ના મુજે સતા,
હુઇ હે ભોરકી ઘટા;
સુભજન પ્યારે—મતવારે હો,
મુખ સોહણા[3] બતા. ૧

ચકવા[4] ચકવી બકવા[5] કરતે–પ્રેમ મધુર રસ પી;
ભઁવર કમલ પર ગુંજત દેખત–તડપત મોરા જી. ૨

ચંદ ભયો હે મંદ[6] ગગનમેં–રવી[7] ઉદય હે તેજ;
નૂતન[8] કલિયન ડારડાર પર–સજી સુગંધી સેજ. ૩

ચૂં ચૂં ચિડિયાં ચૂંચત ચારૂ[9]-કુક્કુટ[10] કૂકત ભોર;
બાટ ઘાટ[11] ખટરાગ કરે–બનજારે બટવા[12] ચોર. ૪

સાધુ સંત ભજકેં દુખ ભંજન–કરત પાપ તમ[13] નાસ;
મનકી ગુંડી[14] ખોલો પ્યારે–પુરો ફિરોઝી આસ. ૫

---

૧–શિશિર રૂતુ;–હિંદુસ્થાનમાં છ રૂતુ છે, તેના મહિના કેટલાએક મત પ્રમાણે નિચે મુજબ છે:—

| | |
|---|---|
| વસંત–ચઇત્ર અને વઇસાખ. | શરદ–આસો અને કારતક. |
| ગ્રીષ્મ–જેઠ અને અસાડ. | હીમ–માગસર અને પોસ. |
| વરખા–શ્રાવન અને ભાદરવો. | શિશિર–માહ અને ફાગન. |

૨–ગોલાંમડી. ૩–સોહામણું. ૪–એક પક્ષી, જુઓ નોટ પાને ૨૮ મેં. ૫–બકબકારો. ૬–ઝાંખો. ૭–સૂરજ. ૮–નવી. ૯–સુંદર. ૧૦–કુકડો, મરઘો. ૧૧–નદીનો બાંધેલો કીનારો. ૧૨–રાહદારી, મુસાફર, વટેમારગુ. ૧૩–અંધારૂં. ૧૪–આંટી, વેરભાવ.

# પપૈયાની[1] વરસાદને વિનંતી.

## સારંગ-લાવણી-તાલ ધીમો ત્રિતાલો.

(લગા ઈશ્કોંકા વાર સખિ ઘર નહીં મેરા દિલદાર.—એ રાહ.)

દમ જાતા બિન પાંની-આ બેગી[2] દિલજાની. ૧

રોવત યુંહિ પપીયા-કહાં રહે પ્રાણપીયા,
બિન તલપતહે જીયા-ક્યું કોપ યહી કીયા;
બન ઉપબન તુમ તૃપ્ત[3] કરત-ક્યું કરો મેરિ હાની. ૨

ચલત અબ ચાતુર્માસ[4]-હે પિયા મિલનકી આસ,
બુઝાવે વહ કો પ્યાસ-જાતાહે જલ બિન સાસ;
આઠ માસ મૈ પ્યાસ સહીહૈ-તેરિ આસ આની. ૩

ફિરૈં હો જોગન બનમેં-મુજ આસ ઘટા ઘનમેં,[5]
કરૈં યાદી પલછિનમેં-લગિ આગ શ્યામ[6] તનમેં;
પ્રીય પુકારી ટેર[7] સુનાઉં-પિયૂ પિયૂ બાની. ૪

મુજે લોક કહે પાપી-મૈ માલ તેરિ જાપી,[8]
તું મેરી સુખ વાપી[9]-તુજ આજ્ઞા મૈ થાપી;
ફિરોજ પિય ક્યું નિઠુર[10] ભયેહો-હોકે નિત દાની.[11] ૫

---

૧—પપઈયો કબુતર કરતાં નાહનું કાળા રંગનું એક પક્ષીછે, તે વરસાદનાં પડતાં અધ્ધર ટીપાં સિવાય બીજું કોઈ પણ પાંણી પીતું નથી, અને વરસાદ ઉપર ખરેખર મોહિત હોય તેમ કાળાં વાદળાંની ઘટા જોઈ ઘણું મગન થઈ પીઅ પીઅ પીઅ પુકારી જાણે પોતાના પતીના આવવાથી હરખાતું હોય તેમ બુમ પાડતું ફરેછે. તે બીજાં પક્ષીની માંફક ચાંચથી પાંણી પીતું નથી, પણ જ્યારે વરસાદ પડેછે ત્યારે પોતાની ડોક ઉનચી કરી, થાંટીની નીચે જે એક છેદ હોયછે તે વટેજ પાંણી પી, બાકીનાં દિવસો રસથી ભરેલાં ફળ ખાઈ તરસ મિટાડેછે.

૨—જલદી. ૩—ધરાયલાં. ૪—વરસાદના ચાર મહીના. ૫—વરસાદમાં. ૬—કાળા રંગનાં. ૭—પોકાર. ૮—માળા ફેરવી જપ કીધો, જપી. ૯—વાવ, અંદર પગથી બાંધેલો કૂવો. ૧૦—નિરદય, કઠોર. ૧૧—સખી, ધરમાત્મા.

## વર્ષાદને અરજી.

દેશ બિહાગ–પદ–તાલ ધીમો ત્રિતાલો.

ખડિ ખડિ બુંદસું બાદરિયાં મેરી ભિંજાઇ ચુંદરિયાં.—એ રાહ.

રૂન ઝુમ બાદલિ બૈરનિયાં;[1]
ભરદે મોરી ગાગરિયાં. ૧
કૈસી ઘરસેં બાહર નિકસું;
બુંદ ભિંજાવે જોબનિયાં. ૨
બિર્હન સબતો મિલી પિયાસેં;
દેખ બનું મૈ બાવરિયાં. ૩
ફિરોજ પ્રિય અટકાયોં બિદેસે;[2]
ઉલટે નદીયન પતિ–ઘરિયાં.[3] ૪

---

## અરે વાદલો મારા પતિને સાથ કાં નહિ લાવ્યાં.

દેશ–પદ–તાલ ધીમો ત્રિતાલો.

(તું ન જા મેરે દ્રિગસે પ્યારે બરષાકી આઇ બહાર.—એ રાહ.)

કયું આએ બાદર કારે;
સઁગ લાએ ન પિયુ હમારે. ૧*
(દોહરો) બુંદ બુંદમેં ફેર હૈ–લેત દેત હૈ પ્રાંન;
જાકોં પ્રીતમ ના મિલે–તાકોં તીર સમાંન.
શ્રાવનમેં સખિ પિયા મિલનકો–ઐઠી માગ[4] સવારે;
ચાત્રક[5] દાદુર[6] શોર પુકારે–મોર ઉચારત હારે. ૨

---

૧—આગલા હિંદુસ્થાનમાં વ્યાપારીઓ આઠ માસ પરદેશ ધંધા કરી ચોમાસાના ચાર મહિના પોતાને દેશ આવી કુટુંબ સાથે સુખની ગુજારતા હતા; પણ કોઈ જો તે સમે પાછો નહી ફરતો તો તેની સ્ત્રી બહુ ફિકર કરતી હતી, તથા જુદાઈના ગમમાં બળતી હતી; હવે સમે વાદલો ગગડી વાર વાર પતીની યાદ આપી, તેણીની સોક થઈ લાગી હોય તેમ વધારે બળાપો કરાવતાં હતાં, તેથી આ ઠેકાંણે વિરહિણી સ્ત્રી વાદલને પોતાની સોકની ઉપમાં આપેછે.

૨—પરદેશો. ૩—પતીને ઘેર-યાને નદીઓ દરીયામાં પડેછે.
૪—માથાનાં બાલનો સેંતો. ૫—પપઈયા. ૬—દેડકો.

(દોહરા) પિયા બિરહકી આગતો–લાગી તનમેં જોર;
અપની જલતી છાંડકેં–બરપત ક્યું ચૌઓર[1].
પવનહિ બાગ[2] પકડ પુરવાહી–બન ઘનપેં અસવારે;
ચમકત બિજલી બાટ બતાવો–જાઉં પિયાકે દ્વારે. ૩
(દોહરા) પાવસ[3] રૂત ભરપાયકે–સબી પુરાવે આસ;
મૈ બૈઠી દુખ પાતહોં–જબ બન ફૂલે ઘાસ.
તરવર બેલીં બન સબ ફૂલેં–જીવજંત સુખવારે;
બુંદન જોબન મતહિ ભિંજાવો–લાગત પિયબિન ખારે. ૪
(દોહરા) રે રે પપિહા યું કહે–કૈસો જગકો ન્યાય;
બાર બાર જો પિયુ રટે[4]–સો પાપી કહલાય
પિયા મિલે તો કહિયો પપીહા–એગી દેસ પધારે;
કર જોડી વંદત[5] ફિરોજ હૈ–સ્થિતી આય સુધારે. ૫

---

## વરષાદ રૂતુનું વર્ણન.

બરવા પિલુ–ખ્યાલ–તાલ ધીમો ત્રિતાલો.

(કારી બદરિયાં ઘેરે ઘેરે આવે.—એ રાહ.)

બરષો મેહરવા રૂમઝુમ રૂમઝુમ શ્રાવનમેં;
બલજાઉં ફિરોજ પી[6] આવનમેં. ૧
આતુર ચાત્રક[7] ગાવે, દાદુર[8] ડમરૂ[9] બજાવે,
નૃત્ય[10] મોર મન ભાવનમેં;
નૂતન[11] બનઠન બેલ સુગંધી–દોર લગી ઝુલાવનમેં[12],
પીયા રિઝાવનમેં. ૨

---

૧—ચારો તરફ. ૨—લગાંમ, બાગદોર. ૩—વરસાદ. ૪—પોકારે, યાદ કરે. ૫—નમે છે. ૬—પતિ, ખાવિંદ. ૭—પપઇયો. ૮—દેડકો. ૯—એક તરાહનું ઢોલ. ૧૦—નાચે છે. ૧૧—નવી. ૧૨—હિંડોલામાં, હીચકામાં, (ઉતર હિંદુસ્થાન તરફ ચોમાસામાં હિંડોળે બેસી હીચ ખાવાનો રેવાજ છે.)

# લાર્ડ રિપનની કીર્ત્તિની હોરી.

કાફી—તાલ દીપચંદી.

(સાવરો અજહુ નહિ આયો.—એ રાહ.)

સત્ય નેમકી હોરી રચાઈ–ધન્ય લાર્ડ રિપન ચતૂરાઈ. ૧

ભલે પિતા આપ ભયે હિંદકે–દિયો ભાગ્યકો જગાઈ,
પ્રેમ પ્રીતસે સબકો ઉભારે–રાય રંક એક ઠાઈ[૧];
રહ્યે તેરિ નજરે સમાઈ. ૨

જાતિ ભેદકો ખેદ[૨] ન જાંણો–રખલી સબસોં સગાઈ.
સત્ય ન્યાયકો ગુલાલ ઉડાકે–જશ પીચકારી ચલાઈ;
રંગમેં હિંદકો ભિંગાઈ. ૩

ખેતીમેં ખેડુત જશ ગાવે–ઘર ઘર બાજે બધાઈ,
કહેતેં કોઇ સો કરત નહીહૈ–તુમને કહી નહી કાઈ;
ચુપચૂપ કરકે બતાઈ. ૪

કારખાનોમે હુન્નર નાચે–ઉધ્યમ ફગવા ગાઈ,
પરદેશોજો લૂટ લગા ધન–લે જાતેથે ભઈ;
રખી સબ ભાંહી કમાઈ. ૫

સ્વેત[૩] ચામકો[૪] દામ[૫] એક કર–રખી નહી સરસાઈ,
કાલેસે અબ નાહી વો આલે[૬]–ધૂન ગર્વકી ઉડાઈ;
અપક્ષપાત રાજ્ય ચલાઈ. ૬

રાજ કાજ ફિર દિયો હિંદકો-ઇંગ્રેજી બાદશાઈ,
સકલ લોક પ્રભુસોં યું કહેવે–દે આયુષ્ય બઢાઈ;
બિનતી ફિરોજી સુનાઈ. ૭

---

૧—ઠેકાણે. ૨—મનનુ દુઃખ; દલગીરી. ૩—સફેત.
૪—ચામડીની. ૫—કિમ્મત. ૬—વધારે.

## પ્રાંણનાથ પ્રેમ હોરી.

દરબારી કહાનરો—તાલ દીપચંદી.

(મે ઝધડ પિયા પસતાંની—એ રાહ.)

ખેલ હોરી મૈ પિયુકો રિઝાઉં,
આજ સફલ સખિ ફાગ હમારો;
જનમ જનમ સુખ પાઉં. ૧
જ્ઞાન ધ્યાનકી ભર પિચકારી,
ભાવ અબીર ઉડાઉં;
હૃદય પ્રેમ પખવાજ,[1] નાડિમે[2]
નવનિત[3] તાલ બજાઉં. ૨
ફાગનમે સખિ હોરી સલગે,
મૈ તન તપત[4] બુઝાઉં;
ભર સુખ હેત[5] ગુલાલ મૂઠસેં,[6]
બાર બાર બલજાઉં. ૩
ભાવ ભજનકે ફાગહિ ગાઉં,
અનહદ નાચ નચાઉં;
ફિરોજ લોક લાજભી છાંડી,
પ્રગટહિ ગલહુ[7] લગાઉં. ૪

---

## વિયોગ હોરી---પતીને પત્ર.

કાફી—તાલ દીપચંદી.

(સાવરે સંગ ખેલુંગી હોરી—એ રાહ.)

જા કહિયો હોરી આઈ,
બિનતી હમારિ પ્રાંણનાથકો;
એગી દિજિયો સુનાઈ. ૧

---

૧—એક તરાહનું ઢોલ. ૨—હાથની નાડીમાં. ૩—સદા નવી.
૪—તાપ. ૫—પિઆર. ૬—મુઠ્ઠીભરીને. ૭—ગલે.

પિચકારન બંદૂક હાથલે-કુમકુમ[1] ગોલી બનાઈ,
લેનાહો તો લેલે જિયરા-દુખ યે સહ્યો નહિ જાઈ;
એગ બિષ[2] દિજીયો પિલાઈ. ૨

રુપ સખિયન મિલ મંગલ ગાવે-ઘરઘર બાજે બધાઈ,
જાને ક્યા વે મેરે દરદકોં-નાથહિ સુધ બિસરાઈ;
કબીહૂ ન પાતી[3] પઠાઈ. ૩

નૈન બિચકારી આંસૂ ભરકે-મૈને તનપેં ચલાઈ,
રૂદન ફાગ[4] પુકારી રહીહૈં-ડફ છતિયનકો બનાઈ;
કાસુદ જા કહિયો ભાઈ. ૪

રૂતુ બસંત આનંદ મચાવે-ક્યું રહુઁ મન સમઝાઈ,
જો યે કર્મમેં ફગવા નહી તો-કાહેકુ હોરી બનાઈ;
દિયો મેરે તનકોં જલાઈ. ૫

જલો યે આડી બિરહ[5] રંગરેજને-દેખી ફિરોજ રઁગાઈ.
મિલે પિયાજો યહિ ફાગુનમેં-રાખુંગિ મન સમઝાઈ;
હરખ નહિ રહેવે સમાઈ. ૬

---

## પ્રેમરંગ હોરી.

ભૈરવી-તાલ દીપચંદી.

(રૈનીસાગમ નીધપ મપમ ગરેસા.-એ રાહ)

નાથ મૈતો ખેલું રંગારંગ હોરી,
દેને ધ્યાન ઔર યહિ પ્રાન;
પ્રીતમ કાહુકી ચોરી. ૧

---

૧—ગુલાલના ગોળા. ૨—વિષ; ઝેહર. ૩—કાગલ; ચીઠઠી.
૪—ફાગણનાં ગાયન. ૫—જુદાઈના.

પ્રેમ પ્રીતકો રંગ બનાઉં–મૂઠી ભરીભરી રોરી[1];
યહી જનમ સો ફ્રાગુન મેરો–નિશિ દિનહિ કરૂં બલજોરી. ૨

અપનેહિ ઘટકા ડફ્ડા બજાઉં–હૃદયમેં સુતાલ તકોરી;
તન બેલેરે[2] રગ[3] તાંત લગાઉં–ગાઉં ભજન ફ્રાગ ભોરી. ૩

અત્તર ગુલાબ સુમતી[4] બનાઉં–ભાવકે અબિરસોં ઘોરી;
ભરૂં હરષ નૈનો પિચકારી–મારૂં પ્રેનસો દોરી. ૪

મારી બિરહકી કોઈ રીતિ હૈ–સુંદરી લહુમેં બોરી;
ઝુલતી હરષમેં સુંદર ગગરિયાં–જમને ડારી ફોરી. ૫

વૃથા ચૈં ફ્રાગુન બહ્યો જાતહૈ–જાગરે મુરખી છોરી;
ફિરોજ પિયકો સુમિરન[5] કરલે અવસર[6] રહે ગઇ થોરી. ૬

---

## સખી સર્વને સરખું આપેછે.

બિહાગ–ખ્યાલ–તાલ ધીમો ત્રિતાલો.

( સુરિજનવા ઘર આ, તુમારે મિલનકો.—એ રાહ )

તરવરીયાં[7] ઘન છાં,[8] ગુણિ અવગુણિકે,
શિરપર સરખી ધરિયાં;
જો આન ખડે રહે વાકી છાં. ૧

દાંનશીલ[9] પ્રમાણુ નહી–એહ પાપ પુન્ય પેછાંન નહી;
ફિરોજ કૂપ[10] નિચ ઊંચ ભરિયાં–જો આન ખડે રહેવાહીઠાં[11] ૨

---

૧—કુમકુમ. ૨—સારંગીપર. ૩—નેસ. ૪—મનશાની; નેક બુદ્ધિ. ૫—યાદ; બંદગી. ૬—તક; વખત. ૭—ઝાડ. ૮—છાંયો. ૯—સખી દીલનો; દાતાર. ૧૦—કૂવો. ૧૧—ઠેકાણે.

# ભાગ ૨ જો.

## ગુજરાતી ભાષાના ગાયન.

### બંદગી કરવા વિશે.

યમન કલ્યાણ—ધ્રુપદ—તાલ ચોતાલો.

(એ મન ગાયણ કર ગુણ રામકે.—એ રાહ.)

એ મન કરની યાદ ખુદાને હરદમ;
જન્મ સફળ તુજ થાશે. ૧
દીનદયાળ[1] વિશ્વંભર[2] સ્વામીના ગુણ;
ગાનિ તાપ[3] ત્રણ જાશે. ૨
સત્ય અને સત વચન ક્રમે ભજ ભાવે;
નિત અમૃત ફળ ખાશે. ૩
મંગલ[4] નામ ફિરોજ રટે રસના જે;
પાપ દૂર સઉ નાસે. ૪

---

### જીવને શિક્ષા.

ભૈરવી—ધ્રુપદ—તાલ ચોતાલો.

(તુંહી ગત અગમ અપાર નારાયણ નિરંકાર.—એ રાહ.)

નામ સમર[5] નાથ તણું,
પામ પરમ[6] દાન ઘણું;

---

૧—ગરીબની ઉપર દયા કરનાર. ૨—દુનિયાનું પોષણ કરનાર. ૩—ત્રણ પ્રકારનો તાપ; પહેલો શરીર અને મનનો સંતાપ ઇત્યાદિ, બીજો ધરતીકંપ, રેલ, દુકાળ, આગ ઇત્યાદિ; ત્રીજો અકસ્માત જેવ કે વિજળીનું પડવું, કોલેરા, મરકી ઇત્યાદિ. ૪—શુભ, કલ્યાણ કરનાર. ૫—યાદ કર. ૬—ઉત્તમ, સરસ.

કામ અગમ[1] જોઇ અણુ[2],
જામ આઠ ગાઇ ગાઇ. ૧
રટે ગગનરાજ[3] ભોમ[4],
ઘટે વધે ઘટમ સોમ[5];
મટે વિપત જપે ઓમ,
લટે સર્વ ધાઇ ધાઇ. ૨
ખોટ વનજ ટાળ ખરે,
કોટ જગત પાર તરે;
ગોટ પ્રેમ પાન કરે,
લોટ ભાવ ખાઇ ખાઇ. ૩
દાસ કહું ફિરોજ નાથ,
આસ બહુ ન દામ હાથ;
ખાસ ભજન વગર સાથ,
પાસ નથી કાઇ કાઇ. ૪

---

## સાચું બોલવા વિશે.

બિહાગ—ધ્રૂપદ—તાલ સુલફાક.

(ગુરૂ ગતિ લીલા કિનહુ ન જાની.—એ રાહ.)

સાંભલ સજની—શિખ આ સારી;
જૂઠ્ઠૂ તજની—સાચ ઉચારી. ૧
સાચે સ્વામી—અંતરજામી;
રાજિ થઈ દે—ધામ[6] સુધારી. ૨

---

૧—બિંદ ભરેલાં. ૨—ઘણુંજ ઝીણું જે કંઈ તે. ૩—આકાશ નો રાજા; સુરજ. ૪—મંગળ ગ્રહ. ૫—ચંદ્ર. ૬—ઠેકાણું; આસાએશની જગા, જેમકે બહેસ્ત અથવા દોજખ.

સાચે જયછે—ના કો ભયછે;
સાચે તરશે—શિલા[1] ભારી. ૩
ફિરોઝ સાચું—છે નવ કાચું;
સાચ વિપતદે—પાર ઉતારી. ૪

## જીવને શિક્ષા.

ભેરવી–ગજલ–તાલ દીપચંદી.

(ન મિલતા ગુલરૂખોસે દિલ મેરા મશહુર કયું હોતા.એ રાહ.)

ધરી દિલડર ગુનાહ ના કર,
ખુદા તુજપેર ખફા થાશે;
વળી ક્યામત દિને તુજ પેત,
પછી ઝટપટ જફા થાશે. ૧

તજી નેકીનો મીઠી જામ[2],
બદી જેહરી પિએછે તમામ;
ખુદાનું નહી તુ લેતો નામ,
અરે દોજખી દફા[3] થાશે. ૨

ખરા રોજગાર હક્કના કર,
સદા નેકીથી ના તું ફિર;
જરા સખ્તી જોઇ ના ડર,
કયૂ નહિ બેવફા થાશે. ૩

પડીછે લાલચો લાખો,
સડી સમજી તજી નાખો;

---

૧—પત્થરની મોટી લાદી. ૨—પ્યાલું. ૩—નાશ.

ઘડી ના જો ખુલી આંખો,
સ્વર્ગની રાહ સફા થાશે. ૪

અશો[1] જરથોસ્ત પૈગામ્બર,
કરો તેને સદા રેહબર[2];
ધરો કદમો ભલી રાહપર,
સર્વ ફીરોજ નફા થાશે. ૫

---

## સદા કોઇનું કાંઇ રહયું નથી.

### સિંધ ભૈરવી—ગજલ—તાલ ત્રિવટ.

(દુનિયામેં દિલ કિસીસે લગાના ભલા નહી.—એ રાહ.)

દુનિયામાં બરકરારી કોઇની રહી નહી;
સદા હયાં બખ્તયારી કોઇની રહી નહી. ૧

જમશેદને જોહાકથી આધીન થઇ ગયા;
સદા એ બાગબ્હારી કોઇની રહી નહી. ૨

બુનએખથી નેપોલ્યની ગયું નામ નિશાંન;
ત્યાં તાજ ઓ તખ્તદારી કોઇની રહી નહી. ૩

એ ગુનાહઓ તોહમતી જાલોમાં તરફડે;
ફરેબને બદકારી કોઇની રહી નહી. ૪

ફના થઇ અમીર કોઇ ભુખે મરેછે;
ગિદ્દીશી[3] લાચારી કોઇની રહી નહી. ૫

કિસ્મતી ચંટી સહુને પોસેછે ફિરોજ;
ખુદા સિવાય યારી કોઇની રહી નહી. ૬

---

૧—પવિત્ર. ૨—ભોમિયો; રસતો દેખાડનાર. ૩—આફત.

## કંજૂસ વિશે.

ઝિંઝોટી—પદ—તાલ ધીમો ત્રિતાલો.

(ચતરંગકો ભેદ ગુણિયનમેં ગાય.—એ રાહ.)

સૂમ[1] ધન નિજનું[2] ખરચે ન ખાય,
કણુ જોય સખી તો જીવ જાય;
નહિ લાખ મળે સંતોષ થાય. ૧
જેમ ધાસ ગંજીનો કુતરો;
ભોંસે દુરથી જોઇ ગાય. ૨
તન મન તલપે—પુરૂં ન જમે,
ધન ધન કલપે[3]—વિપતિ ખમે;
કુમતી[4] ધરશે—કદિના ડરશે,
નરકે ઠરશે—મરશે,
ચટ પટ કરશે—મુઝાય. ૩
સુણી તુ લે સૂમ,
મેલી જાશે—દેની હાથે,
નાતો થાશે—તારી સાથે;
મારૂં મારૂં તું સાનું કહિ રિઝાય. ૪

---

## ઇશ્વર સર્વને વેહેંચી આપેછે.

ભૈરવ પ્રભાતિ—પદ તાલ—એક્કો.

(શંકર મહાદેવ દેવ સેવક સબ જાકે.—એ રાહ.)

હો પ્રભુ હું વરણું શું ત્હારી પ્રભુતાઈ[5];
જરા જરા અંશ[6] સર્વમા રહયો સમાઈ. ૧

---

૧—કંજૂસ. ૨—પોતાનું. ૩—મનમાં વિચાર કરે.
૪—ખરાબ બુદ્ધિ. ૫—મોટાઇ. ૬—વિભાગ.

સરસ્વતી લક્ષ્મીની જોડ હું જુદાઈ;
જ્ઞાનિ રંક[1], મુર્ખ નિધીમાં[2] ગયો ડટાઈ. ૨
ચાત્રકને કુરૂપ દિધું મોર શુભ સજાઈ;
મોરનો કઠોર કંઠ પિક[3] રિજવે ગાઈ. ૩
હેમને[4] સુગંધ નહી પુષ્પ સુખઠ કાઈ.
સેરડી ફુળે નહિ કાંટા ગુલાબ ભાઈ, ૪
અતિ કડવો લીમડો દવાઈ સુખદાઈ,
સુંદર ફળ ધંતુરાનાં કોણ શકે ખાઈ. ૫
વાઘ સરપ પક્ષિ હોત ડસત ગગન જાઈ,
ગ્રાહ[5] પગી જોઇ જતે ભૂચર[6] અકળાઈ. ૬
ખર લાંબે સિંઘડે ગયો હતે ફુલાઈ,
ધન્ય પ્રભુ કહે ફિરોજ ધન્ય ચતુરાઇ. ૭

---

## રૂડી સ્ત્રિના જેવું બીજું સુખ નથી.

ભૈરવી—પદ—તાલ જલદ ત્રિતાલો.

(જુગ જાનલેના સ્વપના બંદે કાહેકો કરત હય કલપના.—એ રાહ.)

જગત સુખ નારિ સમાન ન કોઇ,
સરસ સંસારી એ ખુશબોઇ. ૧
મિત્ર સગા સહુ સુખના સાથી,
ફરશે તે બદગોઇ,
સત્ય એક એ સાથી તમારી,
ન તજે આફત જોઇ.

---

૧—ગરીબ. ૨—દ્રવ્યમાં. ૩—પપઇયો પક્ષી. ૪—સુ[ ]ને. ૫—મગર મચ્છ. ૬—જમીન ઉપર ચાલનારા.

જળી બળી કણુ સાંજ સમે પતિ,
ઘર આવે ધન ખોઇ;
મધુર પ્રેમરસ પ્યાલો પાઈ,
દિલ દુખ નાખે ધોઇ. ૩

સુખ ગોરસની[1] રવૈ[2] જગતમાં,
નારી હાથ વલોઇ;
દુખ ખાગે પણુ અમૃત ફળની,
નારે વેલો બોઇ[3]. ૪

કહે ફિરોજ આંસુ આફતનાં,
ધીરજ ધાગે[4] પોઇ;
ધન્ય નાર જે દુખ વેઠે, પણુ
બ્હાર જણાય ન રોઇ. ૫

---

## પતિપ્રેમ.

મુલતાંની—પદ—તાલ દીપચંદી.

(આખાંનો વાઘેર કોડીનાર મારી જાય.—એ રાહ.)

તમથી[5] લાગી પ્રીત—વ્હાલા,
મારી તમથી લાગી પ્રીત. ૧

ગળે લગાડી ગરદન મારી,
કયા ગાંમની રીત;
કઈ એવડી ચૂક પડીકે,
ફર્યું તમારૂં ચિત્ત. ૨

---

૧—ગાયના દુધનાં દહીંની. ૨—જેણેવતી દહીં વલોવી છાસ કરવામાં આવેછે તે. ૩—જમીનમાં વાવણી કરી. ૪—દોરા ઉપર ૫—તમ સાથે.

તમવિન ભોજન કેમરે ભાવે,
રહિ શું કરૂં મંડિત[1];
તમ વિયોગ અંતર કોરે જેમ,
લોખંડ ખાએ કીટ. ૩

મીણ સમાન જે હૈડું તમારૂં,
કીધું અરજથી અજીત[2];
હાથ જોડિ હું વિનતી કરૂં છું,
કાંય કરોછો ઝીત. ૪

પતિવિન જગમાં જિવતર જાંણે,
પાયા વિનાની ભીત;
ફિરોજ સ્વામી મેલી ગયાછો,
આંસુ વહેછે નિત. ૫

---

## સંકટમાં પડેલી સ્ત્રીની બંદગી[3].

### મુલતાની—પદ—તાલ દીપચંદી.

(આખાંનો વાયેર કોડીનાર મારી જાય.—એ રાહ.)

હરિ વિના રક્ષા કોણ કરે,
મારિ અરજી દિલમાં ધરે. ૧

---

૧—સણગાર ધારણ કરીને. ૨—નહી ઝીતી શકાય તેવું ૩—જંગલમાં ગંગા નદીને કાંઠે એક ગરીબ ખેડુત પોતાની સ્ત્રી સાથે એક ઝુંપડીમાં રેહતો હતો, એક દિવશે સહવારે તે દુરના સેહેરમાં ફળ ફળાડી વેચવા ગયો પણ હમેસ મુજબ સાંજ સુધીમાં જ્યારે ઘેર પાછો નહી આવ્યો તારે તેની સ્ત્રી જે એખલી હતી તે બહુ ફિકરમંદ થઈ વાટ જોવા લાગી, હવે એય રાત સમેં તેણીને એખલી જાણી ચોરોએ ઝુંપડી લુટવા સારૂં તેણીને બારણું ઉઘાડવાને કહયું, પણ જ્યારે તેણીએ તેમ ન કીધુ ત્યારે ઝુંપડીનાં પાછલા ભાગમાં આગ લગાડી, આ જોઈ બીચારી નીરાધાર સ્ત્રી ખરા દીલથી ખુદાની બંદગી કરવા લાગી, જે તે સાહેબે કબુલ રાખી વરસાદ વરપાવી આગ બુજાવી; આ વરષાદથી ગંગામાં રેલ આવી જેથી ઝુંપડીની ચોમેર પાંણી ફરી વળ્યાં, આ જોઈ ચોરો પાંણીની ધાસ્તી કરી તરતા બુઠતા નાહસી ગયા; બીજી તરફ તેણીનો ભરથાર જે અતિશય તરસને લીધે થોડો દુર બેસુધ પડેલો હતો અને જેનાં [illegible] વિશે તેણીને બિલકુલ ખબર નહતી, તેના મોઢામાં જ્યારે વરષાદનાં બુંદ પડયાં ત્યારે હુશીઆર થઈ ઝુંપડીમાં આવી પોહોંતો.

સુણુ ગંગા નાથ ઘેર ન આવ્યા—થઇ મધ્ય રાત્ર ખરે,
એકલડી જે વનમાં વશે તે—ચોરો થકી તો ડરે. ૨

ચોર જનો શીદ મજને ધ્રુજાવો—નહી તમ કાર્ય સરે,
અંત સમે પણ દ્વાર ન ખોલું—ચાહે તે દુ:ખો પડે. ૩

હાય હવેતો આગ લગાડી—પાછળ વાડો જરે,
કેમ દયાલ પ્રભુ આ જોશે—(કે) દાશી બળીને મરે. ૪

હે વિશ્વનાથ[1] શ્રવણુ—કર્યું[2] બહુમેં—(કે) જે તુજ દાસ કરે.
તેની વિપત્તિ સાહ્ય કરીને નિશ્ચય ઈશ હરે. ૫

ગગન તણીતો ઘટા કાળી થઇ—વાદળ જોરે ચરે,
મેઘરાજને સાહ્ય મોકલ્યા—આવે કઠણુ અવસરે. ૬

પળ એકમાંતો આગ બુજાવી—જોતાં કંઇ ન બરે,
આવ્યું પૂર[3] નદીમાં ભાંગતાં—દુષ્ટો ડૂબે તરે. ૭

દૂરથી નારી પતિ જોઇ હરખી—શ્રી હરિ હરિ ઉચરે,
સ્નેહ સહિત જઇ પતિને મળી દૃગ[4]—હર્ષાશ્રૂથી[5] ભરે. ૮

ઓ પતિરાજ રોકાયા ક્યાં તમે—આવ્યા અંવેળા ઘરે,
પતિ કૂહે વનમાં પાણી વિનતો—કેમ ન જીવ ઠરે. ૯

મુર્છામાં[6] મુજ દેહ પડીને—પાંણી વિના તડફરે,
આવી અચાનક શુધ્ધિને જોતાં—ઘનબિંદુ[7] મુખમાં ઝરે. ૧૦

---

૧—દુનિયાના ધણી. ૨—સાંભળીયુ. ૩—રેલ. ૪—આંખ
૫—હરખનાં આંસુથ. ૬—બેભાણપણામાં. ૭—વરસાદનાં ટીપાં,

ધન્ય ધન્ય પ્રભુ જગકર્તાને,
ફિરોજ મનથી વરે;
સાથ તમારો તેને છે નિત,
જે તમથી ના ફરે. ૧૧

---

## અમર કોઇ નથી.

મુલતાંની—પદ—તાલ દીપચંદી

(ઉપલી રાહ.)

મેળિ ગયા આ ઠામ—ભાઇ સહુ,
મેળિ ગયા આ ઠામ. ૧

મોટા મોટા મ્હેલો બાંધી—લખપતિ રાખ્યાં નામ;
પણ વાયૂ સ્થળ જળનું પ્રભૂને—દીધું ન દમડી દામ. ૨

રાવણ બહુ અભિમાની જેણે—વેર કર્યું સહ[1] રામ;
દુર્યોધન નૃપપદને[2] માટે—લડ્યો ધરી બહુ હામ[3]. ૩

બાટલિવાળા જેવા શેઠો—ધર્મિ કરી શુભ કામ;
અંતે કાળ શરણુ થઇ કીધો—વાસ બેહેસ્ત મુકામ. ૪

ભક્ત રાત દિન ભક્તિ કરીને—તનથી કાઢ્યા ધામ[4];
તજિ જગની જૂઠી માયા, ભજિ—માળા આઠો જામ. ૫

ફિરોજ સહુ જન જાશે એ પથ[5]—છોડિ જગતનું ઠામ;
ધરણિ[6] માતને અરપણ થાશે—હાડ માસને ચામ. ૬

---

૧—સાથ. ૨—બાદશાતને. ૩—હિમ્મત. ૪—પરસેવો.
૫—રસ્તે. ૬—ધરતી.

## ઉદ્યમ કરવા વિશે.

સુલતાની—પદ—તાલ દીપચંદી.

(કપલીજ રાહ.)

મુરખ કાં કરેછે કરમની[1] આસ;
જા ઉદ્યમ કરની ખાસ. ૧

કરમ ખેતનો ઉદ્યમ ખેડુત,
છે જય જહેનો દાસ;
ખેડયા વિના નહિ ધાન્ય પાકશે,
રૂહેશે ઘાસનું ઘાસ. ૨

ઉદ્યમ વિન કેમ જશે પેટમાં,
ભોજન રાખ્યું પાસ;
કવલ[2] કરે[3] લઇ મુખ નહિ નાખો,
તો કરશો ઉપવાસ. ૩

પંખો હલાવ્યા વિન વાયૂ કેમ,
ખાશો ચૈતર માસ;
ફિરોજ માખણ કેમ નિકળશે,
જો ન વલોવો છાસ. ૪

---

## મનને શિક્ષા.

દેશ—પદ—તાલ દાદરો.

(કોન સિખાયે લાલ થાને મિઠા બોલના.—એ રાહ.)

મૂઢ મન બુરી તું કાં રમત રમેછે;
છોડી હરિ નામ કેમ ગમત ગમેછે. ૧

---

૧—નસીબની ૨—કોળિયો; ગ્રુક. ૩—હાથે.

પર સુખ લેખી સુખ તુજ કેમ કમેછે,
પર દુખ દેખી તુ ખુશી દુષ્ટ સમેછે;
ઝિપલાવી ભય જળમાં કાં તું ઘમેછે. ૨

વિષય[1]તણાં વિષ વિણિને નિત્ય જમેછે,
અમિફળનો ત્યાગ કરી કેમ ભમેછે;
સ્વર્ગ પંથ પરહરિ[2] નર્કે તું દમેછે. ૩

છળ[3] ઝાંઝર પાય બાંધિ છમછમેછે,
ધૂલિ સદા ધમણ પેર ધંમધમેછે;
સદાનંદ સુખ તજિને દુઃખ ખમેછે. ૪

નિંદાનો તિલક મુખે તંમતમેછે,
મતલબને કાજ શીદ નીચનમેછે;
કહેછે ફિરોજ ખોજ નાશ યમેછે. ૫

---

## અબળાને શિખામણ.

રામકલી—ગરબી—તાલ દાદરો.

(બિહલે મારે ભાર ઘણોછે દિનાનાથરે.—એ રાહ.)

સંપત[4] જતેબિ ચાહે જે નિત પતિને પ્રેમથીરે,
સત તે નેહ[5] જાંણિયે;
સંકટ સમે તજે નહિ જે મિત્ર રૂડી નેમથીરે,
સત તે સ્નેહ[6] માંનિયે. ૧

દિન પાછળ રાત્ર થશે—અજવાળું મટી જશે,
રહેશે ન સદૈવ એક રંગે;

---

૧–રૂપ, રસ ગન્ધ, શબ્દ, સ્પરશ; એ પાંચ ઇન્દ્રિના વિષયો. ૨–તજીને. ૩—કપટ, દગો. ૪—દોલત. ૫—પ્યાર. ૬—દોસ્તી.

વાવો જો બી દુખનાં—ખાશો તો ફળ સુખનાં,
તે પણ નહિ રૂહેશે નિત સંગે. ૨

ભૂમિ વિના મૂળ નહી—મૂળ વિના ફૂલ નહીં,
ફૂલ વિના ફળો કેમ થાએ;
પાપ વિના નાશ નહી—નાશ વિના સ્વાસ નહી,
મૃત્યુ વિના સ્વર્ગ કેમ જાએ. ૩

બાગનો સુહાગ જશે—વનનો વળિ બાગ થશે,
ભાગ્યો ભૂમીનાં પણ જાગે;
ગાદીએ રંક ચહડે—ભૂપતી નિરાસ રડે,
ઘર ઘરમાં ભીખ ફરી માગે. ૪

રૂત સુણો એક નહી—ચારો તે ચાલુ રહી,
છે ફિરોજ ગુણ ઘણાજ ન્યારા;
ધન્ય તે અબળા કહી—દુખ સહિ જે ચૂપ રહી,
કહે પતિ ધરો ધીરજ પ્યારા. ૫

---

## પાપી પશ્ચાતાપ.

ભૈરવી—મુસ્તજાદ—તાલ દીપચંદી.

(સેરા ૫ હમતો દમે ગમકો બાદ કરેંગે—એ રાહ.)

મૈં આ જગમાં આવિને—રૂડાં ન કિધાં કાજ,
અફસોસ કરૂં છ આજ;
શયતાનને રિઝાવિને—ભવ ડુબાડ્યું જહાજ,
અફસોસ કરૂં છ આજ. ૧

વ્યર્થ જનમ ખોયો,
તેં ધરી ભુપર[1] ભાર,
કાંય હો બદકાર;
પરદ્રવ્ય નારિ મોહ્યો,
પ્હેર્યો કપટી સ્હાજ.
અફ્સોસ કરૂં છ આજ. ૨

લોકો સહુતો બોલે,
બુચ્યાનો દિવાળી;
છે કહેવત ખાલી;
ઓલે ન પાપ બોલે,
અંતેજ જશે લાજ,
અફ્સોસ કરૂં છ આજ. ૩

ખુશિથી માગું મર્ગને,[2]
પણ આવે કેમ કજા,
નહી પુરી થઇ સજા;
કબૂ ન જોશ સ્વર્ગને,
થસ હાર નર્કમાજ,
અફ્સોસ કરૂં છ આજ. ૪

જોઇ મુજ બદહાલી,
ફિરોજ ચેત સદા,
નતો આફ્રશે ખુદા;
થશેજ પાયમાલી,
જો રહશેં જગરાજ,
અફ્સોસ કરૂં છ આજ. ૫

---

૧—ધરતી પર. ૨—મોહતને.

## ઇશ્વરને શોધવા નિકળેલી છોકરી.

બરવા જિંઝોટી—ગરબી—તાલ ધીમો ત્રીતાલો;

(સવાલ)હું પ્રભુ દરશણની પ્યાસીરે તે દેખાડો બાઈ,
ભટકી શોધું અવિનાશીરે[1] કંઇ શોધ નહી પાઈ. ૧

કહો કહ્યે વશેછે ઠામે—શું નગર વને કે ગામે,
હું નામ ઠામ નહિ જાણું—શિદ રાખો મજથી છાનું;
બહુ શોધ કરતાં દિન રાત્રે પણ ચોગમ હું ધાઈ. ૨

(જવાબ)સાંભળરે નાહની છોડી—શિદને તું ફોકટ દોડી,
આકાશ પૃથ્વિ પાતાળે—છે પ્રભુ વ્યાપક જ્યાં ભાળે;
નથી ત્રિલોકમાં એવી અવની[2] જે હરિથી છૂપાઈ. ૩

(સવાલ)કેવી તેની સુરતછે—શું માનવ સમ મૂરતછે,
છે રંગ સ્વેત[3] કે કાળો—શું માથે પણછે બાલો;
વળિ કર[4] ચરણો[5] કેટલાં કહોની છે મારી માઈ. ૪

(જવાબ)નથી રૂપ રંગ કંઇ એને—નથી કર ચરણો કંઇ તેને,
વિન આંખ જગત તે દેખે—કરતૂક સર્વનાં લેખે;
છે સઘળાં એકજ તેને રંક શું રાજાની જાઈ. ૫

(સવાલ)દર્શણની વેળા કંઇછે—તેનું મંદિર વળિ કહીંછે,
નિંદ્રા લેછે તે ક્યારે—શું રાત્ર પડેછે ત્યારે ?
ક્યારે દેખું તેહને જાણવા મનમાં મુંઝાઈ. ૬

(જવાબ)દર્શણ દે આઠો જામે—નિંદ્રાથી સુખ નહિ પામે,
છે નિશિ દિન તે ઉદ્યોગી—આળસ નહિ નિંદ્રા ભોગી;
ચાહેતે વેળ કરો છાનું પણ જાશો સપડાઈ. ૭

(સવાલ)બધિ જ્ઞાની વાતો કહી—હું તોય આંધળી રહી,
તે દિશતો કેમ ન મુને—તમ કહ્યુ દિશેછે ખૂણે;
કહો કહી જતનથી દર્શણ વિન ના રહુ હું પસતાઈ. ૮

---

૧—જે નાશ નહી પામે તે, ખુદા. ૨—દુનિયા. ૩—સફેત.
૪—હાથ. ૫—પગો.

(જવાબ)જે સત્ય માર્ગમેં ચાલે—તે જોય હરી જમાં ભાળે.
તે તેને સર્વથી પ્યારી—રહી સાથ થશે નહિ નયારી;
ફીરોજ કહે કિર્તી પરભુની જેણે મનથી ગાઈ. ૯

---

## સ્વર્ગનો વાસો—જીવને શિક્ષા.

કાલિંગડો—લાવની—તાલ ત્રિવટ.

(ચલ બાત છોરદે કહાના.—એ રાહ.)

સહુ શોધો સુરપુર[1] વાસો;
નવ અંતકાળ પસતાશોરે. ૧

આ જગ માયાની જાળી—જો જાશો ફૂલીફાલી,
તો સૂરત થાશે કાળી—જાશો હાથો લઇ ખાલી;
પડિ નર્કે સડી પછડાશોરે. ૨

તું ક્હેછે મારૂં મારૂં—ઝટ જોઉ કહી દે વારૂં,
રે કોણ અંતનું ત્હારૂં—છે પાપ પુન્ય તુજ સારૂં;
જે કરશો તે લઇ જાશોરે. ૩

નિશિદિને રમીને થાક્યા—વળિ કેશ તમારા પાક્યા,
પરધન પરનારી તાક્યા—હરિ જશ તજિ ગપ બહુ હાંક્યા;
નવ પ્રભૂ પરમપદ[2] પાશોરે[3]. ૪

આ ભવ સ્વપના સમ જાણો—પ્રભુ પળપલ ક્ષણે વખાંણો,
પ્રાચીન[4] કાળ પ્રમાણો[5]—કરિ દૂર દુ:ખની ખાંણો;
સુખી અંતે સ્વર્ગે થાશોરે. ૫

મારો રંકો છળ તીરે—ખરડો હાથો રૂધીરે,
શિદને જાઓ મંદીરે—વિભુ[6] સર્વ જોય હસીરે;
પ્રભુ નહી તમેજ ઠગાશોરે. ૬

---

૧—દેવતાઓનું શહેર:બ્હેશ્ત. ૨—સારી પદવી. ૩—પામશો.
૪—અસલનું. ૫—સાક્ષી આપી દેખાડવું. ૬—સઘલે ઠેકાંણે હાજર રેહેનાર.

છે અવધિ[૧] તમારી થોડી–ફુળ જેમ પવન લે તોડી,
તેમજ તુટશે જિવ દોરી–ફીરોજ કહે સહુ છોરી[૨];
હરિ દ્વારે જઇ અકળાશોરે. ૭

---

## ઇશ્વર પ્રાર્થના.

ભૈરવી—પદ—તાલ એક તાલો.

(બક્ષો મને રજા ખાવિંદ હવે બહુ થઇ સજા.—એ રાહ.)

નમું ચરણ જગતનાથ–કૃપા કરી પાપી ઉધારશો;
દઇ સ્હાયક તમ હાથ–ભવ સાગરનાં દુઃખ ટારશો. ૧
કરિ અન્હદ કપટ પાપ–થાકો હવે હું કુટિલ[૩] કર્મથી,
તજિ તમ સમાન બાપ–મુખ કર્યું કાળું અધર્મથી;
હો જગ જનક[૪] પતી,
જો દુર—કરમ ગતી;
તું સત સરલ મતી,
દે મૂઢ કહૂં ખતી;
અધ[૫] વિખ ચઢ્યું મુજ અંગ–ભગવંત મંત્રથી ઉતારશો. ૨
આ સરસ મનુષ દેહ–ગિરવી મુકી મેં નરક–પતી[૬] પાસ,
લાગો સ્વરગી નેહ[૭]–છોડવી હવે કોણ પુરે આસ;
હું સિસ સરણ કરૂં,
ના દુત નરક ડરૂં;
નાથજ ચરણ ધરૂં,
તો ભવ તરણ[૮] તરૂં;
હો પતિત–પાવના[૯]–આશા ફિરોજની સુધારશો. ૩

---

૧—જિંદગી. ૨—છોડી. ૩—બુરાં. ૪—બાપ ૫—પાપ.
૬—દોજખનો ઉપરી. ૭—પ્યાર. ૮—જેથી તરી જવાય તે.
૯—પાપીને પાખ કરનાર.

## દુનિયાના ઢંગ.

ભૈરવી—પદ—તાલ જલદ ત્રિતાલો.

(ઉંધો અપનો દામ ખોટો.—એ રાહ.)

આતે કેવા તારા ઢંગ—એક કહી તું બીજું ચાલે;
જુદો જગ તુજ રંગ. ૧
સર્વે કહે કે દુખથી છૂટા—મુવા તજી જે અંગ;
પણ દેખ્યો નં એકપણ જેને—મરવા થાય ઉમંગ[1]. ૨
નેકીને સહુ કોઇ વખાંણી—ગાય વજાડી ચંગ;
પણ સુખરામ અગલમાં છૂટી—દેખિ થયો હું દંગ. ૩
કોઇ કહે કે દોલત બૂરી—જૂઠ જવાહિર નંગ;
તોએ તે મેળવવા કાજે—લડે કપટના જંગ[2]. ૪
દાન દિએ બસ માન માંગવા—કરી દયાનો ભંગ;
પત્રદ્વાર પ્રખ્યાત થવાને—જાએ નામ સલંગ. ૫
સ્વર્ગ સિફ્ત[3] પોકારી પોતે—કરે નર્કનો સંગ;
ફ્રિરોજ એવા આંખ છતે મેં—જોયા ઘણા અપંગ. ૬

---

## લગ્નના આશિર્વાદ.

(Home Sweet Home–હોમ સ્વીત હોમ.—એ રાહ.)

ધન ધન્ય દિન રે આજ બાઈ છે બાહૂ શુભ કાજ,
શુભ લગ્નના લે આશિષો કન્યા અને વરરાજ;
રે ગાજને વળિ વાજ સાથે ગાયનોનો સંગ,
હો શુક્ર તે કરતારના નવ બ્હારનો છે રંગ. ૧
(કોરસ) બ્હાર બ્હાર—નેક નેક બ્હાર;
બક્ષો હો દાદાર—બક્ષો હો દાદાર.

---

૧—ખુશી, હોંસ. ૨—મોટી લડાઇ. ૩—તારીફ.

બહુ જીવજો સુખ ચેનથી વરરાજ કન્યા સાથ.
નિત પાળજો વચનો રહી નિત સંપથી સંગાથ;
જશ પામજો બહુ જગતના રૂડાં કરીને કાજ,
આ આશિષો અમ જીવની બક્ષે ગરીબનવાજ.
( કોરસ ) બ્હાર બ્હાર—નેક નેક બ્હાર;
બક્ષો હો દાદાર—બક્ષો હો દાદાર. ૨

બહુ ધન્ય સાથે માનપાનો પામજો રહિ નેક,
જરથોસ્તના રૂડા કલામો પાળજો દર એક;
સુ મનસ્ની ગવસ્ની કૂનસ્ની સણગાર,
તનથી વળી મન ધન્યથી કરજો ખુશી કરતાર.
( કોરસ ) બ્હાર બ્હાર—નેક નેક બ્હાર;
બક્ષો હો દાદાર—બક્ષો હો દાદાર. ૩

ગોસ્તાસ્પ જેવી જોરમંદી શામ જેવાં જવાંન,
ખુશન્હેર સમ કયખોશરો જામસ્પ જેવું જ્ઞાંન;
બેજેન સમ થાઈ અશો—રૂસ્તમ જેવા સૂર,
પામો ખુદા જશને રસ કસો રહો સદા ભરપૂર.
( કોરસ ) બ્હાર બ્હાર—નેક નેક બ્હાર;
બક્ષો હો દાદાર—બક્ષો હો દાદાર. ૪

થાળો ભરી ચાલો સખી સહુ પ્રેમ ફુલથી આજ,
આ ભાગ્યવંતી જોડિનેજ વધાવવાને કાજ;
હરખી ભલા આશિર્વાદો દીજિયે ફીરોજ,
હોજો મુબારક શાજવારી જે થઈ આ રોજ.
( કોરસ ) બ્હાર બ્હાર—નેક નેક બ્હાર;
બક્ષો હો દાદાર—બક્ષો હો દાદાર. ૫

# બ્રિટિષ રાજ્યની કીર્તિ.

(Come landlord fill the Glowing bowl.)

(દર ચાલે હાલે દિલમાં નાખેલા.—એ રાહ.)

રે રાય[1] રંક[2] જ્યાં એકજ છે,
જ્યાં સત્ય ન્યાયની ટેકજ છે;
સારદા[3] સદા શિંગાર રચે,
ઉદ્યોગ, હુન્નર, વેપાર જચે,
જેથી સંપતિ[4] સમૃદ્ધિ[5] મચે,
મ્હા વિક્ટોરિયાના રાજમાં. ૧
નહિ ડરતી બાજથી[6] ચીડીઓ,
જો ધાય અદાલત કીડીબી;
ઇનસાફ તેણિને યોગ્ય મલે,
ને સમદૃષ્ટીથી[7] સર્વ પલે,
જન હો નિર્ધન ધનવાન ભલે,
મ્હા વિક્ટોરિયાના રાજમાં. ૨
કર જોડિ માંગિયે જગદાતા,
કરૂણા કર અમપર મ્હાજ્ઞાતા[8];
કે ઉડે સદા હ્યાં બ્રિટિષ ધજા,
ફીરોજ સુખી રહે હિંદ પ્રજા,
નિર્ભય રહે વાઘ સમીપ[9] અજા[10],
મ્હા વિક્ટોરિયાના રાજમાં. ૩

---

૧—ધનવાન પુરૂષ. ૨—ગરીબ. ૩—વિદ્યાની દેવી. ૪—દોલત. ૫—આબાદી. ૬—એક શિકાર કરનાર પક્ષીથી. ૭—સરખી નજરે. ૮—મોટાજ્ઞાની. ૯—પાસે, નજીક. ૧૦—બકરી.

# કયસરે હિંદ વિક્ટોરિયાની કીર્તિ.

(So early in the morning.)

આલા[1] અદના[2] સુખથી પળશે,
ઇનસાફ ખરો જ્યાં નિત મળશે;
જ્યાં બકરી વાઘો સાથ ચરે,
તે અદલ રાજની ટેક ઠરે.
(કોરસ) જુગ જુગ જીવો વિક્ટોરિયા.
જુગ જુગ જીવો વિક્ટોરિયા.
જુગ જુગ જીવો વિક્ટોરિયા,
મ્હારાણી કૈસરે હિંદ. ૧
જેણીની હૈયાતી સાથે,
હુન્નર ખિલ્યોછે જગ હાથે;
વિક્ટોરિયા જ્યાં છો તમ રાંણી,
કીર્તિ સારી સહુએ જાંણી.
(કોરસ) જુગ જુગ જીવો વિક્ટોરિયા. ૨
રંકોનાં છો રૂડાં માતા,
માયાવંતાં છો દુખ ત્રાતા;
તમ સદા હિંદપર રાજ કરો,
ને દિલે હમારી દાઝ ધરો.
(કોરસ) જુગ જુગ જીવો વિક્ટોરિયા. ૩
ઓ ઈશ્વર સુણ મનપાદાની[3],
વિનતી ફિરોજની લે માની;
કે જીવે રાંણી વરષ ઘણાં,
ને દુશ્મન થાજો સર્વ ફના.
(કોરસ) જુગ જુગ જીવો વિક્ટોરિયા. ૪

૧—મોટા. ૨—ન્હાના. ૩—મનની મુરાદ પુરી પાડનાર.

# ઠગારી દુનિયા.

જિંઝોટી જિલ્લો—પદ (ચાબખા) તાલ ત્રિવટ.

(જીવને સ્વાસ તણી સગાઇ ઘરમાં ઘડી ન રાખે ભાઇ—એ રાહ.)

જગમાં ભરીછ ભુંડી ઠગાઇ;
ભરોસો કદી ન રાખો ભાઇ. ૧
પુત્ર પિતા તણું ખુન કરેછે,
સસરો હણે[1] જમાઇ;
નાર પતીની ગરદન વાઢે,
જાંણે ખુની કસાઇ. ૨
ભાઇ બ્હેનને માત પિતા શું,
ધુળની સર્વે સગાઇ;
અજાણુની ગાંઠે ધન જોઈ,
સહુ કહે મારી મમાઇ. ૩
દાઢ દાંતને મંજન કરતાં,
નિત્ય સવાર ગુમાઇ;
ગરજ શમેં બહુ દુઃખ દેઇને,
મેલી ચાલતી થાઇ. ૪
પેટ શેઠની વેઠ કરંતાં,
સર્વે ખોઇ કમાઇ;
લેશ[2] વાર ભોજનને લાગે,
પડું પગે ફસડાઇ. ૫
પરણી નારી પુત્રો સ્નેહી,
ખાશે છેલ્લી પાઇ;

---

૧—મારે. ૨—જરા.

રંક સમેતો ઘેલો કહિને.
લોક કરે ચતુરાઇ;
કહે ફિરોજ જવાંની સુંદર,
એમ પણ જા જણાઇ;
આ તન જે હું તારૂં કહેછે.
એમાં નથી સચ્ચાઇ. ૭

---

## નીતિ ઉપદેશ.

રાગ—ગરબી—તાલ દાદરા.

(૭૬ ગારિ ધારે આઢતિ મેવાડોરે મલી.—એ રાહ.)

શુભ વેળ વિતી જાયછે—ભજિલ્યો નાથજી. ૧
કાજળો[1] કપૂર ભેળ—રૂપે ધો કાગ;
દુરજન[2] ન કરે ભલાઇ—વિષ ન તજે નાગ. ૨
મારૂં મારૂં શિદ લવેછે—તારૂં નથી અંગ;
તન ધન સહુ ભષ્મ થશે—ભક્તિ જશે સંગ. ૩
મુરખ રાજિ દ્રવ્ય થકી—ભિક્ષુ રાજિ અન્ન;
પ્રભૂ રાજિ પ્રેમ થકી—કોયલ વસિ વન. ૪
હીરો નહિ મુરખ બુજે—ખર બુજે ન ખાધ;
આંધળો ન આરસી—બહેરો નહિ સાદ. ૫
હાથીને હોદ્દો શુભ—ઘોડે શુભ સ્વાર;
પરણીને પતિછે શુભ—નારી શૃંગાર. ૬
વધુ ધનની ફિકર વધૂ—બાળક વધુ વેઠ;
વધુ દિવસ નહી નિભે—જેના વધુ શેઠ. ૭

---

૧—મેસની સાહિ. ૨—બુરો માણસ.

લેખણુ એતો પરખે-દરજી રે સોય;
પથર સેનું પરખતાં-ઘશી ઘશી જોય. ૮
ભુખ વિનાનું ભોજન શું-સુખ વિનાનું ધન;
તાલ વિના ગાયન શું-પ્રિા વિનાનું મન. ૯
રાજા શોભે તખતે-હારો દરબાર;
જશથી શોભે સુજાન-આસરિએ નાર. ૧૦
દિવશ સાથ રાત્રછે-લાભ સાથ ખોટ;
સુખો સાથ દુખોછે-જનમ સાથ મોત. ૧૧
વરસેછે વરષ માંહિ-મેઘ એક વાર;
એકછે ફિરોજ આ-જનમ કર વિચાર. ૧૨

---

## રંગીલી રાત.

### આંડ—ગરબી—તાલ દાદરો.

રંગીલી રળિયામણિછે રાત આજની;
છે સુંદર શુભ શોભા ચાંદની આજની. ૧
ચંદ્ર વિના રાત શી—ઈપ વિન સણગાર,
રસ વિનતો વાત શી—સુખ વિન સંસાર;
દોલત અપજશે મળી શું તે કાજની. ૨
અહૂ ભુમિથી નિકળશે—હેમનો[1] કથીર,
એક માના પુત બે—કાયર[2] કો વીર[3];
કુવડ કોઈ દુરગુણુ કો સુઘડ નારની. ૩
સ્વાતિ[4] બુંદ પિકુ[5]પીયે—વન વસી હસે,

1—સોનું અને. 2—હિચકારો. 3—શૂરો. 4—સ્વાતી યાને પંદરમું નક્ષત્ર, એમ કેવાયછે કે એ નક્ષત્રમાં જે વરસાદ પડેછે તેજ માત્ર પપઈયાના મુખમાં જાયછે; એજ નક્ષત્રના વરસાદથી મોતી પાકેછે. 5—પપઈયો પક્ષી.

કાગ ગલિચ ખાઇ જિવે—હંસ જળ વસે;
મોર કરે શોર સુણી—મેઘ ગાજની[૧].	૪
બાળે રવિ[૨] અજ્ઞને—ફિકર જેમ અંગ,
વિયોગ જેમ વિરહણી—તેમ ભવ કુસંગ;
કે સુધિ ભલિ જાય ભુલી લોક લાજની.	૫
વેરિ થાય મિત્ર ભાઇ—સ્યાળ થાય સેર,
મેરૂ[૩] જો થાય રાઇ—સમજ દૈવ[૪] ફેર;
કહે ફિરોજ ફોજ થાય શત્રુ તાજની.	૬

---

## ઇશ્વર પ્રીતિ.

માંડ—ગરબી—તાલ દાદરો.

(ઉપલી રાહ.)

જગમાં આયો જનમ જેણે પ્રીત નહિ કરી;
સુખનાં શરાબથી ભરી આ જામછે ખરી.	૧
આ જગના બાગમાં—સુંદર જે ફૂલ,
પમરેછે સ્વર્ગમાં—પતાળમાંહ્ય મૂળ;
નહિ કદુ કરમાય તે ન જાયછે મરી.	૨
અતિ મેઘે સડશે નહિ—જળ વિન કરમાય,
પતજડી[૫] ન તોડશે—સૂર્યથી સુકાય,
લાખ જુગો વહિગયાં રહે નિત પમરી.	૩
મિઠું મધ ફિકું પડે—અમૃત બેસવાદ.
આબે હૈયાતની—સમીપ[૬] શી બિસાદ;
શોધેછે ફરેસ્તા કહે ફિરોજ ફરી.	૪

---

૧—ગરજાટ, અવાજ. ૨—સુરજ. ૩—મેર પરવત. ૪—નસીબ.
૫—પાનખર રૂત. ૬—પાસે, નજીક.

## સંકટમાં પડેલાં હરણો.

ધનાશ્રી—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(હાંણાં મોકલરે મોરાર.—એ રાહ.)

અરજી સુણજો હો કરતાર. ૧

હરણો હરણી ચરવા નિકળ્યાં,
બચ્ચાં લઈને ચાર;
અવઘડ વનમાં ફરી પડયાં કે,
લુબ્ધકની[1] પડિ ધાર[2]. ૨

એક દિશાએ સ્વાનો[3] ઘેરે,
બિજિએ નાખી જાર[4];
ત્રિજિએ બંદુક લઈ પારધી,
ચોથી બાવળ વાર[5]. ૩

કહે હરણો મજ વ્હાલાં બેટો,
હવે રહ્યો નહિ ચાર;
પ્રાંણ તણીતો આસ તજીને,
સહુ રોયાં નવ ધાર. ૪

હરણી બોલી સુણો મુજ પતી,
નરછો તમ હું નાર;
તમ બચ્ચાં કહિં કુદો વાર, પણ
ગર્ભતણો મુજ ભાર. ૫

અમ મરવેનો આશ્રય તમપર,
છે મુજ જીવન હાર;

૧—પારધીની, શિકારીની. ૨—ધાડ. ૩—કુતરા. ૪—જાળ.
૫—વાડ.

નર થઇને શિદ નારી પેરે,
ખોવો હિમ્મત યાર. ૬

નિરઆસી શિદ થાઓછો પ્રિય,
છે હજિ એક ઉદ્ધાર[1];
તન મનથી હરિ ભજિ લઇયેં તો,
નિશ્ચય પડિયે પાર. ૭

લાગિ પાય સહુ સીસ નમાવી,
ભજ્યો વિશ્વાધાર[2];
રડી કહ્યું કે હે દુખતારક,
અમને પાર ઉતાર. ૮

પ્રારથના આ હૃદય તણી જઇ,
પ્હોંચી હરિને દ્વાર;
જેણે યુક્તિ રચીને ઝટપટ,
કીધો અજબ ઉગાર. ૯

ઝાડીમાંથી નિકળી નાગે,
ડસિયો દુખ દેનાર;
પરદુખ દેવા ખાડો ખોદી,
પોતે થાયો ઠાર. ૧૦

ભરિ બંદુક પડતાંતો ફૂટી,
ઝટ સળગ્યો ઇંગાર;
એક ઘડીમાં મુઓ પારધી,
થઇ બાવળની છાર[3]. ૧૧

---

૧—છૂટકારો. ૨—દુનિયાને આશરો આપનાર; ખુદા. ૩—ખાખ, રાખોડી.

હરણી હરણી કહે સત્યછો,
પ્રભુ તમ દુખ હરનાર;
કહે ફિરોજ શુધ ભાવ ભજનથી,
બચ્યો હરણ પરિવાર. ૧૨

---

## પૈસાની દુનિયા.

મુલતાંની—ગરબી—તાલ દીપચંદી.

(આખાનો વાઘેર કોડિનાર મારી જાય.—એ રાહ.)

જગત જૂઠ ધનનો મેળોછે. ૧
બાજિગરોને તરહા તરહાના—ત્યાંતો ખેલોછે;
કોઈ રંકને લૂટે જેનો—ખાંધે થેલોછે. ૨
મુર્ખ ખપેછે સ્યાનો જે શિર—જરનો સેલોછે;
ક્રોડપતી કો રંક બને સહુ—કહે એ ઘેલોછે. ૩
માનપાન સહુ તેને મળશે—જે ધન ભેળોછે;
નાર મિત્રને પુત્ર સ્નેહ તો—જરનો ચેલોછે. ૪
તે ઘર કર જોડી સહુ આવે—જ્યાં જર રેલોછે;
હરિનો મુજરો[1] ફિરોજ પાછળ—જરનો પ્હેલ્લોછે. ૫

---

## ઉદ્યમના ફાયદા.

ભુપાલી—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

જો દેહ નિરોગી કરવો હોયતો,
તનને રમતી રહીયેરે;

1—સલામ; નમસ્કાર.

જો જ્ઞાનજ હાંસલ કરવું હોય તો,
મનને રગડી રહીયેરે, ૧

આગ લગાડ સૂમના જરને,
નહી દાંમ કઈ આવેરે;
જશથી વૃદ્ધી કરવી હોય તો,
ધનને રગડી રહીયેરે. ૨

મોજ કરી આળશ તજિયે તો,
રંકશમેં ના રહિયેરે;
ક્રોડપતી પ્રતી હોય કહીતો,
તનને રગડી રહીયેરે. ૩

અડિયલ થાશે ઘોડા ચાકર,
જો બેશીને ખાશેરે;
તાર તાર છૂટો જોયે તો,
સણુને[1] રગડી રહીયેરે. ૪

જેમ શેરડી જોરેં પિળિયે,
વધતો રસ તે દેશેરે;
તેમ ઝડપથી દોહ્‌ણીમાં,
માખણને રગડી રહીયેરે. ૫

જેમ છરી વાવરશો વધતી,
તેમ કીટ નહિ ખાશેરે;
નિર્મળ કરવા અગની પર,
કુંદનને[2] રગડી રહીયેરે. ૬

---

૧—એક જાતનો છોડ જેની છાલનાં દોરડાં ને કપડાં બનેછ તેને.
૨—સોનાને.

અન્ન ફિરોજ ન પાચન થાશે.
આવ્યા વિનજો ગળશોરે;
સુવાસિક લેપન વખતે.
ચંદનને રગડી રહીયેરે. ૭

---

## પતિને વિનંતી.

દેશ ઝિંઝોટી—ગરબી—તાલ દીપચંદી.

હો વિનંતી વાંચજો પતિરાયા,
શિદ ક્રોધો કરો તજી માયા. ૧

વાહલું શિશ[1] લગાડી પ્રીત.
આતે શું પ્રીતની રીત;
પ્રાણનાથ ક્રૂર કેમ થાયા. ૨

નહિ નિશે નિંદ દિસે ચેન,
આવી આ પડયું દુઃખ સેન[2];
લાવો દિલ દયા સાસુ જાયા. ૩

દાશી સંભાઈં વિયોગે[3],
રોઉં રાત દિન દૈવયોગે;
નાખી હાલ એવે ક્યાં ધાયા. ૪

જેમ લોખંડ ખાયે કીટ.
ક્ષય[4] કાળજ મન નહી મીટ;
કરૂં ઘેલી પિયુ ગુણ ગાયા. ૫

---

૧—માથું. ૨—લશ્કર. ૩—જુદાઈથી. ૪—ખઈ જાયછે, ખવાયછે.

દેઇ પાતા ફિરાજ પતીને,
કહેન્ને હાય જોડી ખતીને;
છે સ્વામિ સ્ત્રિ સુખના પાલા. ૬

---

## કઇ ચીજ વિના શું નકામું છે.

જિલ્લો—ગરબી—તાલ જલદ ત્રિતાલો.

(હમકો છોડ ચલે બનિમાધો.—એ રાહ.)

જ્ઞાન વિનાછે પુરૂષ નકામો;
પતિવ્રત વિણ નારી હલકાઇ. ૧
નિમક વિનાનું ભોજન શું રે,
ભૂખ વિનાની શી મીઠાઇ;
સ્વાસ વિનાનું ફૂલ પાન સમ,
ધિક વ્યવહાર વિના સચ્ચાઇ. ૨
પુત્ર વિનાનું કુળ અંધારૂં,
જશ વિણ જાણો જનમ રે ભાઇ;
મુખી[1] વિનાની શી રે ચ઼ઉળી,
ભૂપ[2] વિનાની બાદશાઇ. ૩
દિપક[3] વિનાનો મ્હેલો સુના,
દાન વિનાની લાખ કમાઇ;
સૈન્ય પતિ વિના ફોજ હજારો,
શકશે જીતી કયુ ન લડાઇ. ૪

---

૧—મંડળીનો મુખ્ય, સભાપતી. ૨—રાજા. ૩—બતી, દીવો.

ફૂલ ફળો વિણુ બાગ ન શોભે,
બાટ વિનાની શેની બટાઈ;
પતિ વિણુતો પરણી નહિ શોભે,
મલિન હૃદયને શાની સફાઈ. ૫

ભાવ વિનાની શેની ભક્તિ,
પ્રીત વિનાની શાની સગાઈ;
બુદ્ધિ વિનાનું બળ બળજો રે,
સુગુણ વિનાનાં સુત[1] ને જાઈ. ૬

ચંદ્ર વિનાની રાત ન દીપે,
સુઃખ વિનાનું દ્રવ્ય સવાઈ;
પ્રભૂ વિના આ જગછે ખાલી,
ફિરોજ લેજે નિત ગુણ ગાઈ. ૭

---

## બાઇ ભીખાઇજી શાપુરજી બંગાલી કન્યાશાળાનો પાયો નાખવાની કિરિયા વખતે ગવાયલું ગાયન.

નૂર સારંગ—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(સજ્જન શાણા, સમજીને સહુ પ્રીત પુત્રી શીખવો.—એ રાહ.)

સખિ ચાલોની, જોવાને જઇયે રે
મહિમા[2] આજનો;
ધન સોરાબજી, સરસ નખાવે પાયો
વીધા કાજનો. ૧

---

૧— પુત્ર, દીકરી. ૨—વરણન કરવા જોગ જશ.

સુત[1] શાપુરજી બંગાળીના,
એકજ પુત માત શીરીંબાઈજીના;
કીધાં કામો બહુ નેકીના. ૨

જરથોસ્તી મંડળીની શાળા,
જ્યાં કેળવણી લઇ બહુ બાળા;
પ્હેરે સંસારી સુખ માળા. ૩

અધિકારી થઇ પ્રારંભતણા,
લીધા જશ દીધા લાભ ઘણા;
કેળવણીમાં રાખી ન મણા[2]. ૪

બાંધે ગૃહ[3] કેળવણી કાજે,
અધ લાખ દઈ રૂડી દાઝે;
મહુરત પાયાનું છે આજે. ૫

શીરીંબાઈજી નામ સદા રહેશે,
કન્યા શીખી આશિષ દેશે;
સોરાબજી નિત જગ જશ લેશે. ૬

એવો એકજ જણજો જનની[4],
જે મતલબ સારે બહુ જણની;
શુભ નેમ ધરીને તન મનની. ૭

જે શુભજન આ કાજે આવ્યાં,
અબળાની દાઝ દિલે લાવ્યાં;
રહેજો નિત અવનીમાં[5] ફાવ્યાં. ૮

અમ વિનતી સુણજો સુખદાતા,
રાખો નિત આ સુત ને માતા;
ફીરોજ કહે હે જગત્રાતા[6]. ૯

---

૧—બેટા, દીકરા. ૨—ખામી, કમતી. ૩—ઘર. ૪—માતા.
૫—દુનિયામાં. ૬—દુનિયાંના રક્ષણ કરનાર.

# નવરોજનો મહિમા.

સિંધુ બરવો—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાણીતો.—એ રાહ.)

સખિ નબલ[1] દિવસ રે આજ,
સજની આવોની;
નવરોજ મુબારક કાજ,
ગીતડાં ગાવોની. ૧

મુસલમાનની મ્હોરમ તેવી,
હિન્દુની દિપવાળી રે;
ઈંગ્રેજો નાતાલ કરેછે,
પારશી પતેતી પાળી. ૨

આજ દીવસનો મહિમા[2] રૂડો,
સર્વે હરખથી ડોલેરે;
એકમેકની ભેટ લઈ શુભ,
આશિર્વાદો બોલે. ૩

બાળક બુઢ્ઢાં તરૂણ[3] સઘળાં,
સરસ કરે સણગાર રે;
ગલી ગલીએ વાજાં વાજે,
સરણાઈનો પોકાર. ૪

ઘણાં વરસ સહુ સુખથી જીવો,
ઘણા જુઓ તહેવાર રે;
જરથોસ્તીનો નવલ વર્ષમાં,
ખિલજો જશનો બહાર. ૫

---

૧—નવો. ૨—વરણન કરવા જોગ પ્રતાપ. ૩—જુવાન.

ઉલટ ધરી ઉદ્યોગી રહેજો,
ધરી ધરમ પર ધ્યાનરે;
વડીલની શુભ નકલ કરી,
સુધ રૂડી રાખો સાન. ૬
ફિરોજ હર્ષી આશિષ દેછે,
ફળજો સહુને નેક[1] રે;
અહુરમજદને યાદ કરી,
જરથોસ્તી રાખો ટેક. ૭

---

## સમસ્યા. (ઉખાંણાં)

સિંધુ માંડ—ગરબી—તાલ દીપચંદી.

(મ્હોલે પધારો મ્હારાજ ધણીધર મ્હોલે પધારો.—એ રાહ.)

ઉખાંણાંનો ઉત્તર-સખી તુર્ત દોની ઉચારી;
કહિને ફરી ના ફરે-સખી બહૂ લઇને વિચારી. ૧
નથી ધાર આધાર તેં-નથી હાડ[2] કે માંસ;
સરે કામ તલવારનું-કરે ઉદકમાં[3] વાસ.-"કુંભારનો દોરો[4]"-૨
હાથ કહે જણ ચારને-હાથ સાંભલે વાત;
છાંની વાતો કહી દિયે-બોલી દિસને રાત.-"નાડી"- ૩
શ્યામ[5] વર્ણ અતિ શોભતો-ધરી મોરલી હાથ;
નિત ફૂંકી વગડે ફરે-નહિ તે ગોપીનાથ.—"ભમરો"—૪
હારેં ઉભા સુરનરો-તે નારી કેહેવાય;
પુરૂષ સૈન્ય સાથેં લડે-(જેમાં) નાશ શત્રુનો થાય.-"કાંસકી"-૫
નાર એક ઘરમાં રહી-સુંદર ધરે પોશાક;
પટહિન[6] ઘરથી નિકળી-દેશે યમની ધાક.—"તલવાર"—૬

---

૧—ભલું-રૂડું. ૨—હાડકાં. ૩—પાણીમાં-જળમાં. ૪—કુંભાર જે દોરાવડે ચક્કર ઉપર તઇયાર થએલું વાસણ કાપેછે તે. ૫—કાળું. ૬—વસ્ત્ર વગર.

ગોળ ફરી શુભ નારીઓ-ગરબી નાચી ગાય;
જેની વાડીમાં રમે-ધન સહુ લૂટી જાય.-"પાંણીની રેહેંટ"૭
છટે છ માસે ગરજ પડી-લીધો ધરી ઉમંગ;
ધ્રૂજતાં જોઈને ફિરોજ-થર થર ધ્રૂજે અંગ.—"પંખો"—૮

---

## ઇશ્વરને ઉપમાં.

જિંઝોટી—ગરબી—તાલ દાદરો.

(આવો મને શાને રોકોછો વાટમાં.—એ રાહ.)

અનુપમ[1] કહી આપું ઉપમા[2] તમને છાજતી;
કો ન જોઉં સંપૂર્ણતે બિરાજતી. ૧

જો હું તમને પુકારૂં કહી મેરૂ[3] જગત તણો,
તેતો છે અચલ[4] વળી શોધવો બિકટ ઘણો;
જ્યાં દેખું લીલા તમારી સ્હાજતી. ૨

ચાહે જે મન. ફળ સહુ દેછે તે કલ્પતરૂ[5],
તેતો છે કાષ્ટરૂપ[6] બળતાંમાં બળે ખરૂં;
સંગ તેની સરખાવતાં હું લાજતી. ૩

કામધેનુ[7] સકલ ઇચ્છિતની મનષા પુરે ખરી,
તેતો નહિ અમર કદી ભાગે ક્યમ લાઉં ધરી;
વળી દેખી દુઃખ મજનું નહિ દાઝતી. ૪

લોહૂ ચિન્તામણી[8] અડંથી ઝટ હેમ[9] બને,
તેતો છે પ્હાણુ[10] વળી જોવા નહિ ગમે મને;
સદા ધાતૂ તે રહે ભલે માજતી. ૫

---

૧—જેને સારૂં કોઈ ઉપમાં ન હોય તે-જે બીજાં કોઈ સાથે સરખાવિ શકાય નહીં તે. ૨—બે પદારથનું કોઈ વાતે સરખું પણું-મિસાલ. ૩—મેરૂ પરવત. ૪—ખસે નહિ તેવું. ૫—ઇચ્છેલું આપે તેવું સ્વર ગનું ઝાડ. ૬—લાકડું. ૭—ઈચ્છા પુરી પાડનારી સ્વરગની ગાય. ૮—જેની પાસે એ મણી હોય તેને જે જોઈયે તે મળે. ૯—સુનુ-સુવરણ. ૧૦ પત્થર.

53



દયા દાનના સાગર[1] કોઇ તો કહે તમને,
મોટેરો ખરો પણ ન જળ ખારૂં ગમે મને;
લઈ લાખો ભોગો લ્હેર[2] ગાજતી. ૬

રવિ[3] સમાન કહું તો અતિશય તેજસ્વી[4] ન ગમે,
સિતળ ચંદ્ર છે પણ થઇ કળાહિણ[5] સદૈવ ભમે;
સદા પ્રભુકળા ફિરોજને નિવાજતી. ૭

---

## કળજુગ.

જિંઝોટી—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(કહાણ યથા માધવ મથુરા જઈ.—એ રાહ.)

કલજુગ તારી—રચના ન્યારી;
ભેદ ભર્યોછે ભારી રે. ૧
પાપી નાવ[6] તરેછે દરિયે,
પુન્ય ડુબે દુઃખ્યારી રે;
ઉદ્યોગી તો ભૂખે તરફડે,
પેટ ભરે ધૂતારી રે. ૨
જ્યાંછે ચારો ઢગથી ઢળિયો,
મળે નહી ખાનારી રે;
ચલિયાં જ્યાંછે ચાર મળે નહિ,
ભુખથી પીડે ભારી રે. ૩
દુરાચરણનું ખેત ચરેછે,
સદા ચરણ રૂપધારી રે;

---

૧—સમુદ્ર—દરિયો. ૨—ધીમા પવનથી પાંણીનું ઉંચું નીચું હાલવું તે. ૩—સૂરજ. ૪—ચળકતો. ૫—કળા વગરનું—જેના રૂપમાં વધઘટ થયા કરે તે. ૬—હોડી—વાહાણ.

નીતિ કૂજો તો વિશ્ર લાગેછે,
સિખ લાગેછે ખારી રે. ૪

ત્રિયા પતીને ગરદન મારી,
ઘાવ કરેછે કારી રે;
જગતે કાજે ઢોંગ કરીને,
થાય સતી મતવારી રે. ૫

સખી શેઠિયા વાડી વેચે,
ઘર બાંધે ભીખારીરે;
શેઠાંણીની સાડી મડેલી,
ચાકરડી જરતારી રે. ૬

કુળીનને મહુ ભુલી જઈને,
ધનથી બાંધે યારી રે;
પતી હજારો રૂપિયા માંગે,
જો પરણે કુમારી રે. ૭

ચોરી પર સિરજોરી કરીને,
માંગે ન્યાય પુકારી રે;
મુર્ખ મુન્સફો[1] નિર્દોષોનો,
પ્રાંણ લિએછે મારીરે. ૮

દેવળ દેહરે દરશણ બ્હાને,
ચોરી કરે ભજનારી રે;
ધૂપ દીપ તો ક્યાંથી લાવે,
ભૂખે મરે પૂંજારી રે. ૯

---

૧—ઈનસાફ કરનારા.

ખુશામદોનું સેન કરેછે,
ચોર કરે સરદારી રે;
ફિરોજ કહેછે સત્ય શિખામણ,
લાગે સર્વ અકારી રે. ૧૦

---

## પ્રીતનાં પરીણામ.

સિંધુ બરવો—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(જોયું જોયુંરે કોહલાપુર રહેર.—એ રાહ.)

દુખકારી પ્રીતનાં બાંણ[1]—કોઇ નવ ખાશોરે;
રડિ બળિને ખોશો પ્રાંણ—સુખી નવ થાશોરે. ૧
જુઓ પતંગ દીવડો જોઈ,
તન મન પ્રીતે ધાયરે;
ક્રૂર પ્રિયા તારે કાજે તે,
ભષ્મ બળીને થાય. ૨
નાદસ્વરતણી[2] હરણ કરેછે,
પ્રીત ખરી નિરદોપ રે;
જાળ પસારી રંક ફસાવી,
મારી રહે સંતોપ. ૩
પ્રીત કરેછે ભમર કમળની,
ઘેલો થઇ લપટાઇ રે;
સાંજ સમે જો ફસે બિચારો,
મરે નિશે[3] ગુંગલાઇ. ૪

---

૧—તીર. ૨—ગાયનના લામ્બા સ્વરની. જુઓ નોટ પાને ૭ મે. ૩—રાતનાં.

ચકોર પક્ષી ઉડે ગગનમાં,
કરી ચંદ્રની પ્રીતરે;
બદન પછાડી મરે બાપડો,
આ શું પ્રીતની રીત. ૫

જળથી પૂર સરોવર જોઈ,
હંસ[1] લગાડે માયારે;
ફિરોજ જ્યારે સુકી ગયું જળ,
અંતે તજી સિધાર્યા. ૬

---

## ડુબતા પાપીનો પશ્ચાત્તાપ.

સૂર સારંગ-ગરબી-તાલ ધીમો ત્રિતાલો.

(સજ્જન સાણા, સમજીને સહુ મોતે પુગી શોખંગો.—એ રાહ.)

હો વિશ્વદાતા[2], દાસ પુકારૂં
વારે[3] વહેલા આવોની;
હો દુખત્રાતા, દિલમાં કાંઈ
દયા પાપીની લાવોની. ૧

તજિ તમ જેવા કુલ જગતપતિ,
ભજિ નર્ક માળ સજિ મંદ મતિ;
ડુક દેખો કેવી થાઈ ગતિ. ૨

ભવ સાગરમાં, તો રેલ મ્હડી,
ચમકે વિજળી વાદળ ગગડી;
શું ટકશે પાપી નાવ ચડી. ૩

---

૧—તળાવ અને સરોવર તીરે રહેતો એક પક્ષી. ૨—દુનિયાને સઘળાં ન્યામત બખશનાર. ૩—મદદ કરવા—બચાવવા:

ઉછળે મોજા બહુ પૂર બળી,
જાંણે હરપળમાં જાય ગળી;
સાંમો સુરકેછે પ્હાડ વળી. ૪

કુપથનું[1] સુકાંન અરે તૂટ્યું,
કરતુકનું વ્હાંણુ ખરે ફૂટ્યું;
જઇ કેને દ્વારે શિશ[2] કૂટ્યું. ૫

જે જાંણી મધ ને વિષ પીધાં,
મદમાં[3] તજિ પુન, પાતક કીધાં;
ડૂબૂ સંગે જો મેં લીધાં. ૬

હરિને ફિરોજ જે તજિ ભાગ્યો,
યમનો ચાબુક પીઠે વાગ્યો;
સુદ અંતસમે ચોંકી જાગ્યો. ૭

## જગદર્શન મેળો.

સિંધુ બરવો—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાણીતો.-એ રાહ.)

હું આવી જગદર્શન-મેળો જોવાને;
પામી સુખ કરી પ્રશંન-ખેલો જોવાને. ૧

તરહા તરૃહાની દુકાંન છે હ્યાં,
નાહ્નીને કો મોટી રે;
કોઇ પુઃન્યને જશને લેછે,
દાનત કોઇની ખોટી. ૨

બાજિગરોએ બાજી માંડી,
લોક થયાં વશ કોઇ રે;

1—બુરા રસ્તાનું. 2—માથું. 3—કેફની ખુમારીમાં.

થયો લોભમાં જે જન વશ તે,
મુરખે દોલત ખોઇ. ૩

ધોળે દિવસે ખીશાં કાપી,
ચોર થયા કઇ શેઠ રે;
મ્હેનો સહુ સંભાળી રહેજો,
નહિતો કરશો વેઠ. ૪

રમત રમેછે શર સિપાઇઓ,
કરી પાપનો નાશ રે;
કોઇ ખુદાને ભૂલી પાપી,
પંથ ચલાવે ખાસ. ૫

કોઇ પુત્ર પુત્રીને ખોઈ,
ભીડ જોઇને રોયાં રે;
કોઇ પિતા પતિ નારી મારી,
હસતે મુખડે જોયાં. ૬

ગરીબ ઝૂંફડે ચિથડે હાલે,
જોયાં પુન ધનવાન રે;
મોટે મહેલે કોઇ ગુમાવે,
હરિધન[1] સુધને સાન. ૭

અમીર વેશે ચોર ફરેછે,
સખી શેઠ કેહવાય રે;
ખુશામતિયા ઢોલીઆ[2] જશ,
ઢોલ વગાડી ગાય. ૮

---

૧—ઇશ્વરૂપી ધન ૨—બાંગાં ફુંકનારા.

હરિરાજ આ અવસરનો[1] મહિમા,
કહ્યો કાંઇ નહિ જાય રે;
ખ્યાલ કરીજો પ્રભૂ ભજો તો,
સ્વર્ગે સુખ બહુ થાય. ૯

---

## તન દેહરૂં.

કાફી માંડ—ગરબી—તાલ દાદરો.

(અલગોનિ ચાલ પલા લાગરોરે લાલ.—એ રાહ.)

અને દેહરે શું કાંમ પ્રભૂ પાસછે જો,
પુરી પાડી જેણે જગની આસછે જો;
ભટકવાની ઘરઘરે ન ખાસછે જો. ૧

કોઇ કહે કે દુવાર્કામાં નાથછે જો,
કોઇ વેદને પુરાણ કરે પાઠછે જો;
અનમોલ એક લાલ મુજને હાથછે જો. ૨

નહી જાઉં ગંગા નદિએ સ્નાન કાજ જો,
નહી ઢોંગ કરી જગમાં ગુમાઉં લાજ જો;
સદા ભજુ પ્રેમ કરી વિશ્વમહારાજ જો. ૩

નહી જોગની થઇને જગત ત્યાગ કરૂં જો,
નહી ઠાકરનો ઘાંટ કદી હાથ ધરૂં જો;
ભજુ તનમને પ્રભૂ ભવનાં દુઃખ હરૂં જો. ૪

મુજ હૈડે બાંધ્યુંછે મેં સ્થાન[2] હરી જો,
નિત્ય ભાવથી ભજું હું દિનરાત વરી[3] જો;
સદા રહું છું ખુસાલ ભક્તિ ભજન કરી જો. ૫

---

૧—જોગવાઈનો, તકનો. ૨—ઠેકાણું, જગા. ૩—વળી.

કોઇ ઇજદ ખુદા અહુરમજદ નામ લે જો,
કૃશ્ણ હરિ શિવ નારાયણને રામ લે જો;
કોઇ અલ્લાહ રબ કહી નિત્ય કામ લે જો. ૬

કોઇ જગત તજી ભજે વનોમાં રહી જો,
વળી ઉંધું તન કરી વિપત બહુ સહી જો;
પણ ખુદા એક સર્વનો બિજો નહી જો. ૭

કહે ફીરોજ ધરમ સહુને પ્યારોછે જો,
જુઓ માલિ એક જુદો જુદો ક્યારોછે જો;
પણ ખુદા કોઇથી કદિ નહિ ન્યારોછે જો. ૮

---

## સંતોષ રાખવા વિશે.

સિંધુ બરવા—ગરબી—તાલ દીપચંદી.

(આવો મારે ઓટલે અલબેલારે.—એ રાહ.)

સખી જેમ રાખે પ્રભૂ તેમ રહિએરે;
સુઃખ સાથે દુખો પણ સહિએ. ૧

દિન કોઇ ગાડિએ ફરિએરે,
કદિ તડકે પગોથી વિચરિએરે;[1]
દુઃખ દિલમાં કદી નહી ધરિએ.

નહી રોજ મળે મીઠાઈરે,
કદી વાસીઓ ટુકડા ખાઈરે;
સંતોષી રહેજો બાઈ. ૩

---

૧—જઈયે, આલીયે.

જરતારી પ્હેરી સાડી રે,
નવ મરવિ થશે જાઇ વાડી રે;
છે લાખ નદીઓ આડી. ૪

કદી નવરતનોથી[1] ઝમકિએ રે,
કદી ફાટિ સાડિએ દમકિએ રે;
નહી ભૂષણુ[2] પેહરી છકિએ. ૫

બની શેઠાંણી કામ કહિએ રે,
કદી ચાકરડી થાઇ રહિએ રે;
સંતોષ ધરી સહુ સહિએ. ૬

સૂર્ય ચઢશે ઉંચો મધ્ય દિશે રે,
વળી આથમતો પણ દીશે રે;
રૂઠેશે ન નિચે ચઢી રીસે. ૭

નિત્ય હસિએ ને ભકિત પઢિએ રે,
નહી પ્રારબ્ધ[3] સાથે વઢિએ રે;
પ્રભૂપર રીશે નહી ચઢિએ. ૮

પ્રભૂ ચ્હાશે તેમજ થાશે રે,
રંક રાય થઈ પણ જાશે રે;
ગજ સજ ખોઇ કોઇ ખાશે. ૯

કદી અંક સજાવ્યે ફૂલે રે,
ફીરોજ તપ્યે પણ ચૂલે રે;
ઈંડી નાર પ્રભૂને ન ભૂલે. ૧૦

---

૧—હિરો, માણિક, મોતી, પાચું, પોખરાજ, ગોમેદ, લસણિયો, પરવાળું ને નીલમ એ નવ જાતના રત્નો. ૨—ઘરેણાં. ૩—નસીબ

## સ્વર્ગ ગામ.

ઝિંઝોટી—ગરબી—તાલ દાદરો.

(ચાલની ચાલની ચાલની રે બેની ભણવા નિશાળે.—એ રાહ.)

ગામછે ગામછે ગામછે રે;
મારા સ્વામિનું સુંદર ગામછે. ૧
પ્રભૂના પ્યારા ત્યાંજ વશેછે;
સ્વરંગ જેનું નામછે રે. ૨
સુઃખ ચેન સાથ ત્યાં સરવે વશેછે;
દુઃખો દળીદ્ર નકામછે રે. ૩
રાગ રંગને મોજ મઝામાં;
હરખિત આઠો જામ[1]છે રે. ૪
જ્ઞાત જાત સંગાથ વશેછે;
ખુદા અલ્લાને ગામછે રે. ૫
કુરૂપ સુરૂપ સહુ સાથ દિશેછે;
કાળાં ધોળાં ચામછે રે. ૬
જગમાં જે રહિને પુન્ય કરશે;
નિશ્ચય તેનું ઠામછે રે. ૭
ફિરોજ પતિનું શ્હેર તેં જોશે;
જે ગાંઠે પુણ્ય[2] દામ[3]છે રે. ૮

---

## ઘડપણનો બળાપો.

સિંધુ માંડ—ગરબી—તાલ દીપચંદી.

(મોહોલે પધારો મહારાજ ગણીઘર.—એ રાહ.)

ઘડપણ કેણે કર્યું રે—આ દુખ કેમ સહ્યું જાય. ૧

---

૧—તન કલાકનો વખત, પિહોર. ૨—સવાબના, નેકીના. ૩—પઈસા.

એથી કારજ નહી સરે ને–ત્રીજો ધરિયો પગ[1];
એની[2] નહિ ખમણી કીધીતો–હાથે ગોતાં ખાય. ૨

તન કંપે મન ડર ડરેને–દિન લાગે જેમ માસ;
દંતવિના જડબાં લડે જેમ–ગાય વગોળે ઘાસ. ૩

કાન છતે બ્હેરો હું બનું ને–ભૂખ છતે શું ખાઉં;
આંખ છતે આંધળો થયોરે–પાય છતે ક્યાં જાઉં. ૪

પરણી નારી નિત બડબડતી–ક્રોધ કરે મનમાંહ્ય;
દિલમાંતો બળતાં સળગે પણ–જોર નહી તનમાંહ્ય. ૫

દીકરડાના દીકરા મને–રમવા ખેંચી જાય;
હું ઘોડાને ફટ મારે જો–ઝટ નહિ ઉચળું પાય. ૬

જીવ પેરે ચાહું જે બેટા–તે વિનવે[3] જગનાથ;
(કે) બાપા ક્યારે પાછા થાશે–કે ધન આવે હાથ. ૭

બુઢ્ઢાપો છાજે તેને–જેને દુધ પુત હોય ધેન;
ફિરોજ ખરો ભાગ્યસાલી તે–જેનું પુખ્ત તન મેન. ૮

---

## ઘોરસ્થાનનું વર્ણન.

સૂર સારંગ—ગરબી—તાલ ધિમો ત્રિતાલો.

(સુણ સાહેલી, હરિ ભજવાનો અવસર એળે જાયછે.—એ રાહ.)

જોઇ ખ્યાલ કરો–કેવા કીધા કાળે[4] સહુના હાલજો;
ઝટ ધ્યાન ધરો–વશ થઇને પડયાંછે બુઢ્ઢાં બાળજો. ૧

---

૧—એટલે બે પગ નબળા થવાથી હાથમાં એક લાકડી ધરવાની ફરજ પડેછે. ૨—ઘડપણને લીધે બહુ આંખો નબળી થવાથી ચશ્મા લગાડવા પડેછે. ૩—વિનંતી કરેછે. ૪—મહોતે.

આ સુતોછે રાજા જંગી,[1]
છે લાશ પડી અંતે નંગી;[2]
વળિ ઘોરે જગની થઇ તંગી. ૨

હતું તાજ ઝલકતું આ માથે,
કર ખાખરંક[3] તેની સાથે;
તે ન્યારિ થશે નહિ કોઇ હાથે. ૩

જો પેલી કબરમાં છે રાણી,
લાવ્યો જેને યમ હ્યાં તાણી;
તજિ ક્રોધ પડી છાંનીમાંની. ૪

હતો શેઠ વડો આ ક્રોડપતી,
સમસાંનેં પડ્યો તજિ વાડિ છતી;
વળિ રાત્ર રડેછ (કે) મળે ન બતી. ૫

આ સૂમ જુએછે અધઆંખે,
જન દ્રવ્ય પડ્યું લૂટે પાંખે;
વળિ ખોઈ સહુ ભુડું ભાંખે. ૬

આણે સુકર્મ તો બહુ કીધાં,
ભુખ્યાંનેં સીધાં બહુ દીધાં;
અમર રહિ જગમાં જશ લીધાં. ૭

આ કોઇ પડીછે રૂપવંતી,
હતિ તન શોભાવા બહુ ખંતી;
વિક્રાળ[4] સુરત થઇ શ્રીમંતી. ૮

---

૧—બહાદુર. ૨—નાગી. ૩—કોઈ ગરીબના તનની બનેલી ખાખ. ૪—બિહામણી.

જાહેલ હતો આ બહુ જાલમ,
જેને ત્રાસે બીધી આલમ;
થઇ શરણ સુતો હ્યાં પેમાલમ. ૯

ફીરોજ દિવસ આ ખાસજ છે,
પ્રભુ સિવાય સહુનો નાશજ છે;
અંતેતો યમની આસજ છે. ૧૦

---

## પ્રમેશ્વર સર્વને સંભાળેછે.

ધનાસરી—ગરબી—તાલ દાદરો.

તું નવ સોંચ જિવન-પ્રભુ સંભાળશે;
ઘટે જે જેને તેને-તેહવું આલશે. ૧

કણ કીડીનેં વળી-ગજને[1] ગંજ છે,
અજગર[2] પેટ ભરે-ન કાંઇ રંજ છે;
નિકળી ઇંડથી-પક્ષી તુરત ચાલશે. ૨

ઉંઠ તો જલ વધુ પી-વનમાં જાયછે,
જોની શાહમૃગો-બળતું ખાયછે;
મેડક[3] મેઘ[4] જોઇ-તુરત ફુલી ફાળશે. ૩

ગર્ભે ગુપ્ત રહ્યો-નવ દસ માસ જે,
કેણી જુગતે રહી-લીધો ત્યાં સાસ[5] તે;
દેઇ દુધ થાંન ભરી-પ્રથમ તે પાળશે. ૪

---

૧—હાથીને. ૨—એક જાતનો મોટો સાંપ. ૩—દેડકો.
૪—વરસાત. ૫—શાંસવાળુ દમ.

બાલક દંત વિના-દુધે ઉધારિયાં,
પછિ અન્ને ખાવાને-દંત ઉધાડિયા;
જેથી ચાવી સહુ-પેટ દુખે ટાળશે. ૫

તને તો તારિ ફિકર-કુલ જગની વહેતે,
પાળશે તેજ સહૂ-જીવ દીધા જેણે;
કહે ફીરોજ મુરાદો-સહુની ભાળશે. ૬

## સદગુણી સ્ત્રિ.

સિંધુ બરવો—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાણીતો.—એ રાહ.)

સખિ જો પેલી શુભનાર,
પ્રભુ ભજવા ચાલી;
સજિ નેકીનો સણગાર,
પ્રભુ ભજવા ચાલી. ૧

સત્ય વચન નિત મુખથી બોલે,
સત્ય ચાલ નિત વહાલી રે;
સત્ય નિયમની નિષ્ઠા[1] રાખી,
સત્ય દિપે મતવાલી. ૨

ઇશ્વર વાંણી સુગુણ પિછાંણી,
પોથી કરમાં[2] ઝાલી રે;
એક નાથને ચિત્ત લગાડી,
તજિ બદ લાલચ હાલી. ૩

---

૧—વિશ્વાસથી વળગી રહેવું. ૨—હાથમાં.

60

સદ્‌ગુણનો શ્રૃંગાર કરીને,
રિઝવેછે જગવાળી રે;
ભર ઉમંગથી ભજનો ગાઈ,
હસી હસી લેછે તાલી. ૪

આ જગબાગ રચ્યોછે જેણે,
જે છે અનુપમ[1] માળી રે,
રૂપ રંગ તેનીજ સુગંધે,
પમરેછે સહુ ડાળી. ૫

રાય રંક સહુ એકજ તેને,
ધોળીને શું કાળી રે;
રૂપ તમારૂં શોભિત દેખી,
ના જાશો ફુલિફાલી. ૬

ફિરોજ કહેછે અસંખ્ય જુગથી,
જગપાલક વનમાલી રે;
જે મુખ તેના જશને ગાશે,
કદિ નહિ રહેશે ખાલી. ૭

---

## કુસંગ તજવા વિશે.

### પિલુ—ગરબી—તાલ દાદરો.

(ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ.—એ રાહ.)

પડશો નવ કોઇબી કુસંગમાં[2] રે લોલ,
સદ્‌ગુણ તજશો લાખ-થશો ખાખ;
નીતિભંગમાં રે લોલ. ૧

---

૧—જે બીજા કોઈ સાથે સરખાવી નહી શકાય તે. ૨—બુરી સંગતમાં.

બોરડીનો સંગ કરી કેળ[1] ફુટેરે,
હિંગ ભેળવું અતરથી દુરગંધ છુટેરે;
પતંગ[2] થશે કાળી—જશે લાલી,
ગળી[3] રંગમાં રે લોલ. ૨

દૂધતો ખટાસ સંગથી ફુના થશે,
જાય સુવો નીમની મોં કડવું થઇ જશે;
અસ્વ[4] અસિલ જાત—કસે લાત,
ખરો[5] સંગમાં રે લોલ. ૩

એળિ જણો છાતિપર ન દૂધ ધાવશે,
ખુરાઇમાં બુરો રિત્ય ભલું ન ભાવશે;
નાગ દૂધ પાન—કરી પ્રાણ,
લિએ અંગમાં રે લોલ. ૪

ઘસાઇ વાંસ વન ફિરોજ સંધુ બાળશે,
ઝાડ ભલાંને જુઓ નફો શું આલશે;
જોડે જડ લાલ—થશે આળ[6],
સુંદર નંગમાં રે લોલ. ૫

---

## ભુલી પડેલી સ્ત્રિ.

સિંધુ કાફી—ગરબી—તાલ ધીમો ત્રિતાલો.

વગડે[7] ભુલી પડીરે ભુલી પડી,
ઉતાર પાર વનમાળી. ૧

---

૧—કેળતું ઝાડ—યાને બોરડીના ઝાડની પાસે કેળ ઉગેતો કેળના પાતરાં બોરડીના કાંટાથી ફાટ્યા વગર રહે નહી. ૨—પતંગનું લાકડું જે રંગના કામમાં આવેછે. ૩—એક જાતનો છોડ જેના પાતરાંના રસમાંથી આશમાની રંગ પેદા થાયછે. ૪—ઘોડો. ૫—ગધેડા. ૬—વગર કારણે દોષ—તોહોમત. ૭—જંગલમાં.

61

સાસરે જાવું મજને છે,
લોકો સહુ એમજ કહેછે;
કે બહૂ દૂર પતિ રહેછે. ૨

તજી પ્રિય પિયર હું ચાલી,
હ્યાં કોણ તમો વિણ વાલી;
નિશા[1] કેમ જશે હ્યાં કાળી. ૩

મજ સંગે કોઇ ન આવ્યું,
પિતુ માંને પણ નહિ ભાવ્યું;
સહુ રોઇ હેત દર્શાવ્યું.[2] ૪

આ વગડે હું અંજાંણી,
નહિ મળે અન્ન કે પાંણી;
હ્યાં કરણી લાવી તાંણી. ૫

ધુરિ વાઘ પુંઠે ભટકેછે,
લખ[3] સરપ[4] વૃક્ષ[5] લટકેછે;
વિખિ[6] કંટક[7] પગ ખટકેછે. ૬

મજ માંથે પહલું[8] ભારી,
કરણી બોજો દુખકારી;
રાખું હું કેમ ઉતારી. ૭

કહે ફિરોજ સાંભળ વાંણી,
જે ભજશે પ્રભૂ વખાંણી;
મળશે તેને પ્રિય જાંણી. ૮

---

૧—રાત. ૨—દેખાડયું. ૩—લાખની સંખ્યા. ૪—સાંપો.
૫—ઝાડો ઉપર. ૬—ઝેરથી ભરેલા. ૭—કાંટા. ૮—સ્ત્રીધન.

# સ્વામિ સેવા.

કાલિંગડો—ગરબી—તાલ દાદરો.

(રાજ બંસી બજાવી સુધ વીસરી રે લોલ.—એ રાહ.)

ભજી સ્વામિ હું સદૈવ[1] રહું ચેનમાં રે;
રહું ચેનમાં ચેનમાં ચેનમાં રે. ૧

ભલે લોક હસે બહૂ મને જોઇને રે,
નહી પોકે હું પડું કદી રોઇને રે;
હસી વેઠું હું સર્વ સુખી સેનમાં[2],
સુખી સેનમાં સેનમાં સેનમાં રે. ૨

અહો સ્વામીજી ભલે તમે આવિયા રે,
દયા દાશીપર રૂડી તમ લાવિયારે,
હવે રહેશોજ સદા વસી નેનમાં.
વસી નેનમાં નેનમાં નેનમાં. ૩

નમી જોડું હાથ બન્ને બહુ હાવથી રે,
વરૂં તમને કૃપાનિધાન[3] ભાવથી રે;
સદા આજ્ઞાને[4] ભજું મધુર વેણમાં[5],
મધુર વેણમાં વેણમાં વેણમાંરે. ૪

પ્રભૂ સ્વામી એ બેહુ હિયા એકછે રે,
કહું પંથ જો ફિરોજ તો અનેકછે રે;
કોઇ ચાલેછે વિષ્ણુ કોઇ જૈનમાં,
કોઇ જૈનમાં જૈનમાં જૈનમાં રે. ૫

---

૧—સદા. ૨—અદામાં, ચાળામાં. ૩—દયાના ભંડાર.
૪—હુકમને. ૫—વચનથી.

## માણસને ખુદાની શિખામણ.

ભૈરવી—વ્હેત—તાલ દીપચંદી.

અજિત[1] રાજ મારૂં જગતમાં સદા;
સકલ જીવજંતો કરેછે અદા[2]. ૧
ન કર માનવી તું ફિકર ખાધની;
હું દૌલત અખુટનો સખી છું ધની[3]. ૨
અગર કાજ અટકે વિપતમાં પડે;
મને યાદ કર તું કદી ના રડે. ૩
હું મારો કરી નિત્ય જાણું તને;
અરે માનવી માન તેમજ મને. ૪
ઉઠાવી બુરાં કાંમથી હાથ લે;
ડરી મુજથકી પુણ્ય[4] ધન સાથ લે. ૫
પ્રથમ ખાખ જળ મેળવીને તને;
ન મુશ્કિલ પડી કાંઇ ઘડતાં મને. ૬
કરેછે તું શિદને ફિકર પેટની;
ન રહેશે ભુખો ભાવથી ભેટની. ૭
તને યાદ મારીજ કરવા કીધો;
તજી ક્યાં ભમેછે તું રસ્તો સીધો. ૮
કિધી સર્વ રચના સુણો માનવી;
તમારેજ કાજે નક્કી જાણવી. ૯
પરન્તુ તું વશમાં પડયો જગતની;
ગુલાંમી કરે તુજ ગુલાંમો તણી[5]. ૧૦

---

૧—નહી જીતી શકાય તેવું. ૨—હાવભાવ. ૩—દ્રવ્યવાન. ૪—નેકી. ૫—આ જગતની સઘલી રચના ખુદાએ માણસને વસ્તે પેદા કીધીછે, તથા તેના સુખો ભોગવી તે સાહેબને પીછાનવાને, પાંચ જ્ઞાન ઈંદ્રિયો બક્ષી, જેની ઉપર હાકમી ચલાવવાને આત્માને મુકરર કીધીછે; તેથી જે આદમી આ પાંચે જ્ઞાન ઈંદ્રિયો (જે તેની ગુલાંમડીઓ છે) તેઓને પોતાનાં તાબા હેઠળ રાખતો નહી, પણ ઉલટો ઈંદ્રિયોને સંતોષ રાખવા જેમ તેઓ કહેછે તેમ ચાલેછે યાને વિષય ભોગમાં પડેછે, તે પોતાના ગુલાંમોના ગુલાંમ બરાબર છે.

